# નાગાનંદ

ભાષાંતરકર્ત્તા

ભટ્ટ રાજારામ રામશંકર.

૧-૪-૦

૪૨૯૨

॥ श्री ॥

# श्रीहर्षदेवप्रणीत नागानंदनाटक

नुं

# गुजराती भाषांतर.

જૂદી જૂદી—મુદ્રિત તથા હસ્તલિખિત—મૂળ પ્રતોને આધારે

ભાષાંતરકર્ત્તા

ભટ્ટ રાજારામ રામશંકર.





સંવત્ ૧૯૪૬; સને ૧૮૯૦.

સુરત મિશન પ્રેસમાં મુદ્રાંકિત થયું.

મુલ્ય રૂ. ૧-૪-૦.

" देवानामिदमामनन्ति मुनयः कान्तं क्रतुं चाक्षुषम्।
रुद्रेणेदमुमाकृतव्यतिकरे स्वाङ्गे विभक्तं द्विधा।
त्रैगुण्योद्भवमत्र लोकचरितं नानारसं दृश्यते।
नाट्यं भिन्नरुचेर्जनस्य बहुधाप्येकं समाराधनम्" ॥ १ ॥

" यस्याश्चोरश्चिकुरानिकरः कर्णपूरो मयूरः।
भासो हासः कविकुलगुरुः कालिदासो विलासः।
हर्षो हर्षो हृदयवसतिः पञ्चबाणस्तुबाणः।
केषां नैषा कथय कविताकामिनी कौतुकाय ?" ॥ २ ॥

# उपोद्घात.

સ્થૂલ અને સૂક્ષ્મ, દૃશ્ય અને અદૃશ્ય, નિવૃત્તિથી યુક્ત અને પ્રવૃત્તિથી પૂર્ણ, આરંભે મનોવિકારોત્તેજક અને અવસાને મુક્તિદ, સત્વ, રજ અને તમ—સર્ગ, સ્થિતિ અને નાશ—ત્રિગુણાત્મક અને ત્રિમહાકર્મોત્પાદક—એવી પરસ્પરવિરુદ્ધ-ગુણોપેત વિલક્ષણ વસ્તુનું સંસારમાં અસ્તિત્વ સુદૃઢ સ્થાપી, પ્રત્યક્ષ કરી, અનુભવ કરાવી રસિક જનોને આહ્લાદ પમાડી, વિધિ જાણે કોઈ અતીવ ચમત્કારિક ઐંદ્રજાલિકના પ્રયાસમાં નિમગ્ન હોયની, એવી સંભાવના પ્રેક્ષકનાં મનમાં ઉત્પન્ન કરેછે. એ અસાધારણ વિલક્ષણ વસ્તુ તે સ્નેહ—જડ અને ચૈતન્ય, ઉભયપક્ષે સમાન સ્વબલ દર્શાવતો એવો કોઈ અપરિમિત આવશ્યક પદાર્થ. એ સ્નેહ જનસ્વભાવનું પ્રધાન અંગ છે—ગૌણ નથી.

જનસ્વભાવનું યથાર્થ ચિત્ર કાવ્યથીજ થાય, નાટક ( દૃશ્ય કાવ્ય ) કાવ્યવર્ગમાં ઉત્તમ ગણાય ; તેમાં મુખ્યત્વે રસ ને અલંકાર—શાબ્દીય વા આર્થીય—એતો નાટકનાંજ સર્વોત્તમ. જનસ્વભાવનું સંપૂર્ણ દર્શન થવું એ ઉપર કહેલા રસાલંકાર—નાટકસર્વસ્વ—નેજ અધીન છે. એ સ્થાને હોવા જોઈએ એટલુંજ માત્ર નહિ પરંતુ પરિમિત ને સંપૂર્ણલક્ષણ જોઈએ. આ છેલ્લું કામ માત્ર ઉત્તમ પ્રતિના કવિથીજ થાય, ને માટેજ ઘણા કવિઓ એ પ્રયાસમાં ઝાંખા પડયા છે.

ભાષાની ઉત્કૃષ્ટતાનાં પ્રમાણમાં વિચારનું (અર્થનું) ગૌરવ ને શબ્દનું લાલિત્ય હો ય તેમ નથી માત્ર ભાષાજ એનું અનન્ય કારણ. ઉપયોક્તાની બુદ્ધિ તથા ઈચ્છાને પણ એની સાથે બહુ નિકટ સંબંધ છે.

ગુજરાતી ભાષાની યોગ્યતા સૌને વિદિત છે. દુર્ભાગ્યે એમાં શબ્દસંકર બહુ બલવાન્ થઈ ગયો છે. ફારસી, હિંદુસ્તાની, ઇંગ્રેજી ઇત્યાદિ અનેક ભાષાના શબ્દો એમાં પ્રવેશ પામી યથેચ્છ સત્તા ભોગવેછે, યદ્યપિ એની પૂજ્ય માતા સંસ્કૃત શબ્દવિચારની સમૃદ્ધિથી સંપૂર્ણ છે તથાપિ. માટે એ સંબંધમાં અમારો ઉદ્દેશ—પ્રયાસ—એટલોજ છે કે શક્ય હોય ત્યાં સુધી સંસ્કૃત ને ગુજરાતી વિના ઇતર ભાષાના શબ્દ નજ વાપરવા, ને આ આગ્રહ આગળ જતાં સ્પષ્ટ જણાશે ; કેટલે અંશે એ યોગ્ય છે તે સૌ સૌના પોતાના વિચારપર આધાર રાખેછે. આશા છે કે ભાષાભિમાની સર્વે લેખક આ ઉદ્દેશ ને આગ્રહ દૃઢ રાખશે તેમજ વર્ણવિન્યાસના નિયમ એકજ ને તે સ્થિર રાખશે તો ગુજરાતી ભાષાની જયશ્રી સત્વર પ્રકાશશે. તથાસ્તુ!

પદ્યભાગમાં બહુશઃ અનુપ્રાસનો નિયમ રાખ્યોજ નથી, તેમજ નથી ગણ્યો યતિભંગ કે પ્રક્રમભંગનો પણ લેશ બાધ. અર્થનો અપહાર કરી એવી મિથ્યા વસ્તુનો આગ્રહ ધરવો એ કેવલ વિવેકશૂન્યતનું કામ. 'કવિ' અથવા એથી પણ ઉચ્ચ ઉપનામથી સંજ્ઞાત પુરુષોએ અનુપ્રાસ અને બિજી એવીજ વ્યર્થ શોભાના લોભથી નવા અર્થશૂન્ય શબ્દો ઉત્પન્ન કરવા—સમસ્ત અર્થને સર્વથા દૂષિત કરવો—એ સઘળું જોઈને કિયો ભાષાભક્ત ગુજરાતી ગૃહસ્થ ખિન્ન થયા વિના રહેશે? વળી એક પ્રસિદ્ધ ગ્રંથકાર લખેછે કેઃ—"यतिप्रक्रमभंगांश्च काव्ये न गणयेत्कविः"

રસની ઉત્પત્તિ ત્રણ પ્રકારની સંભવેઃ—"रसास्तु त्रिविधा वाचिकनेपथ्यस्वभावजाः" એવા રસ સંસ્કૃત વિદ્વાનોએ આઠ ગણ્યા છેઃ—"शृंगारहास्यकरुणरौद्रवीरभयानकाः। बीभत्साद्भुतसंज्ञौ चेत्यष्टौ नाट्ये रसाः स्मृताः॥" વળી કોઈ शान्त, वात्सल्य ને भक्ति એ ત્રણ ઉમેરેછે. "शांतोऽपि नवमो रसः" એ વાક્ય પ્રસિદ્ધ છે.

આ નાટકનો અંગી રસ કરૂણ છે; શૃંગાર, હાસ્ય એ અંગભૂત રસ છે. માટે એને શૃંગારાનુપ્રાશ્રિત કરૂણ રસ કહેવાય. કરુણનું લક્ષણઃ—"इष्टबंधुवियोगश्च स्त्रीनाशो वधबंधने। विभावाः संमताः पुंसामुत्तमानां पराश्रिताः॥ मध्यमाधमपुंसां तु ते स्युरात्मैकगोचराः। अश्रुपातो मुखे शोषो विलापः परिदेवनम्॥ स्तंभो विवर्णता स्त्रस्तगात्रता प्रलयस्तथा। यत्र संचारिणः स्थायी शोकः स करुणोमतः॥"

---

## कविचरित.

'श्रीहर्ष નામનો રાજા ઈસવી સનના દશમા વા અગિયારમા શૈકામાં કાશ્મીર પ્રદેશપર સત્તા ચલાવતો હતો, એમ અમુક પ્રમાણોથી સિદ્ધ થાયછે. વિદ્વાન્ શોધકોએ એમ પણ અનુમાન કર્યું છે કે એનામાં કવિત્વ નહતું, પણ એ કવિઓ તેમજ અન્ય વિદ્વાનોને સારો આશ્રય આપતો. એનાં નામથી પ્રસિદ્ધ થએલાં પુસ્તકો धावक નામના કવિએ રચ્યાં છે એમ मम्मटभट्ट તથા બિજા ગ્રંથકારો માનેછે.

बृहत्कथानो લખનાર सोमदेव જણાવેછે કે તેણે કાશ્મીરના રાજા हर्षदेवनी પિતામહીનાં રંજનાર્થે એ કથાવૃંદ રચ્યું. એ हर्षनी વંશશ્રેણી એ પંડિત આ પ્રમાણે આપેછેઃ— संग्रामनो પુત્ર अनंत, તેનો પુત્ર कलश, ને તેનો પુત્ર हर्ष. વળી

अबुल फाझलનાં आयनेअकबरी નામના ઐતિહાસિક પુસ્તકનાં ग्लॅड्विन સાહેબકૃત ભાષાન્તરમાં રાજવંશાવલિ આપી છે તે પણ ઉપરની સાથે બહુ મળતી આવેછે. તે લખેછે કે संग्रामનો પુત્ર हरे, તેનો अनंत, તેનો कलसदर, તેનો अंग्रस, અને તેનો हरस. વળી તેમાં એમ પણ જણાવેછે કે हरे અને अंग्रस એ બે જણે તો માત્ર દોઢ દોઢ માસ રાજ્ય કર્યું; માટે એઓ તો રાજપંક્તિમાં ગણાય નહિ. ઉપરના ઉભય ગ્રંથકાર કરતા માન્યતર વિદ્વાન् कल्हणपंडित કહેછે કે संग्रामे પચ્ચીશ વર્ષ રાજ્ય કર્યું ને પછી તેનો જ્યેષ્ઠ પુત્ર हरि રાજા થયો. એણે માત્ર બાવીશ દિવસ રાજપદ ભોગવ્યું. એટલામાં તેની માએ પોતાના નાના પુત્રને રાજ્ય મળે અને તેથી પોતાને રાજ્યવ્યવસ્થાનો અધિકાર પ્રાપ્ત થાય એવી ઈચ્છાથી અનેક કપટજાલ રચી हरिને પદભ્રષ્ટ કર્યો; બિજા અધિકારીઓએ એ સ્ત્રીને દૂર કરી अनंतને રાજ્યાભિષેક કર્યો; એણે ત્રેપન વર્ષસુધી સવિચ્છેદ રાજ્ય કર્યું. એના પછી એનો પુત્ર कलश સત્તાધારી થયો; ને એણે આઠ વર્ષ રાજ્ય કર્યું એટલામાં પોતાના પુત્ર हर्ष સાથે કલહ થવાથી એણે उत्कर्ष નામના પોતાના કોઈ સંબંધીને રાજ્યાધિકાર સોંપ્યો; એ પુરુષે માત્ર વીશ દિવસ રાજ્ય કર્યું એટલામાં हर्षે પોતાનો પક્ષ સબલ કરી સામા પક્ષનો પરાભવ કર્યો. हर्ष ઈ. સ. ૧૧૧૩ માં રાજ્યાભિષિક્ત થયો. એણે કવિઓ, નાટકકારો તથા સંગીતકલાકુશલ પંડિતોને અસાધારણ આશ્રય આપ્યો. એણે સ્વતઃ અમુક પુસ્તકો લખ્યાં છે એવો આ ઐતિહાસિક પુસ્તકમાં લેખ નથી. પરંતુ આટલું તો લખ્યું છે કે કાવ્યનાટકાદિ પુસ્તકોની વૃદ્ધિને અર્થે તેમજ સંગીતાદિ કલાનાં ઉત્તેજનને માટે એણે એવો ને એટલો તો સુદૃઢ આગ્રહ રાખ્યો હતો કે એ સંબંધમાં વ્યય કરવાને પુરતું દ્રવ્ય ન મળતું તે વેળાએ એ દેવાલયોની મોટી થાપણોનો–તેમાંનાં સુવર્ણરૌપ્યમય પાત્રોનો–ને મૂર્તિઓનો—નિઃશંક યથેચ્છ ઉપયોગ કરતો. આવાં નિર્વિવેક વર્તનથી એ બહુ અપ્રિય થઈ ગયો—મોટો પ્રજાક્ષોભ સળગી ઉઠયો, हर्षનો તેમજ એના વંશનો અંત આવ્યો, ને રાજ્યાધિકાર વંશાંતરમાં ગયો.'

વળી 'એ કવિનું મૂળ નામ सुप्रसन्न હતું. એ સ્વનામાનુસાર ઉત્કૃષ્ટ બુદ્ધિમાન્ તથા કલ્પનાશક્તિવાળો હતો. नैषध જે પંચમહાકાવ્યમાં શિરોમણી ગણાયછે તે તથા उत्तरनैषधचरित, नागानंद, सहसांकचंपु ઈત્યાદિ ગ્રંથો हर्षના છે. તેમજ એણે रत्नावली નામની નાટિકા પણ લખી છે; તેમાં વત્સરાજા તથા રત્નાવલી નામની સ્ત્રીનું કામચરિત્ર લખ્યું છે.

ન્યાયવ્યાકરણાદિ શાસ્ત્રોમાં આ કવિ મહા પંડિત ગણાતો. એણે સર્વ શાસ્ત્રોના વિષયપર એક કોટિ શ્લોક કર્યા છે. અર્વાચીન કવિઓ તથા પંડિતો પોતાના વાદમાં એ શ્લોકમાંનાં પ્રમાણોનાં બલથી પ્રતિપક્ષીનું ખંડન કરેછે. આ કવિનું સાધારણ ભાષણ પણ સરસ, સાનુપ્રાસ ને સાલંકાર હતું. એકવાર એ કાંઈ ખાતો હતો ને તે પ્રસંગે કોઈએ પૂછયું કે "श्रीहर्ष किं जक्षसि" એણે પ્રત્યુત્તર આપ્યો કે "शेमुषीमुषमाषान्नम्"

એને વિષે એમ કહેવાયછે કે એનો પિતા श्रीहीर મહા પંડિત હતો; એવો કે વાદમાં તેણે અશેષ પંડિતોનો પરાજય કરેલો. તે દેવલોક થયા પછી श्रीहर्ष નાનપણમાં ઘણી ખોડવાળો તથા મંદબુદ્ધિ હતો ત્યારે એની કોઈકે મશ્કરી કરી. એ પરથી એણે એની માતાપાસે એક મંત્રોપદેશ લીધો, ને તેની આજ્ઞાનુસાર તેનો વધ કરી તે શવપર બેસી તે મંત્રજાપ કર્યો. જપાવસાને સરસ્વતી પ્રસન્ન થવાથી માતા પુનઃ સજીવ થઈ, ને श्रीहर्षની જિહ્વાપર મંત્રાક્ષર લખી સરસ્વતીએ તેને અપાર વિદ્યાનું વરદાન કર્યું.'

## विज्ञप्ति.

છેલ્લે માત્ર આટલીજ ઈચ્છા છે કે આને પ્રથમ પ્રયાસ જાણી સુજ્ઞજનો એના પ્રતિ યથાયોગ્ય વર્તન રાખશે. આપેલી ટિપ્પની પ્રથમ દૃષ્ટિપાતે તો આવાં ભાષાંતર-પુસ્તકનીજોડે અયોગ્ય લાગશે, પરંતુ પાઠશાલામાં શિખતા મિત્રોને એમાં આપેલા વિષયોની કેટલી આવશ્યકતા છે તેનો અમને સંપૂર્ણ અનુભવ હોવાથી એ લખીછે એમ જણાતાં એ દોષનો પરિહાર થશે એવી આશા છે.

લિ. ભાષાંતરકર્ત્તા.

રાંદેર, માઘ શુદ્ધ ૧૫,
સંવત્ ૧૯૪૬.



# ॐ नमो गणेशाय

## नागानंदम् *

## नान्दी †

### स्रग्धरा

યોગી કો વીર ઘૂમે ઉદધિમથનમાં દેવ ને દૈત્યમધ્યે,
ક્રોધો હાલાહલે જ્યાં સુરદનુજગણ ત્રસ્ત અત્યંત સર્વે;
પી જાતાં, ધીર તે મૂર્છિત નિમિષ રહી લોકકલ્યાણ માટે—
ઊઠ્યો શક્તિપ્રભાવે સકરુણ શિવ તે સાંબ રક્ષો સહૂને. ‡

---

*नागानंदम् મધ્યમપદલોપી સમાસ; नागानां संजात: आनंदोयस्मिन् तत् એમ એ સમાસનો વિગ્રહ કેટલાક કરેછે; અમારે મતે नागानां निर्दिष्ट: आनंदोयस्मिन् तत्.

†नान्दी આદિભરતમાં નાન્દીને આમ વર્ણી છે 'आशीर्नमस्क्रियारूप: श्लोक: काव्यार्थसूचक: नान्दीति कथ्यते...' નાટ્યપ્રદીપ એ શબ્દની વ્યુત્પત્તિ આમ આપેછે. 'नन्दन्ति काव्यानि कवीन्द्रवर्गा: कुशीलवा: पारिषदाश्च सन्त: यस्मादलं सज्जनसिंधुहंसी तस्मादियं सा कथितेह नान्दी' વળી ભરતમુનિ લખેછે કે 'पूर्वं कृता मया नान्दी आशीर्वचनसंयुता अष्टांगपदसंयुक्ता प्रशस्ता वेदसंमता' વળી 'सूत्रधार: पठेन्नान्दीं मध्यमंस्वरमाश्रित: नान्दीपदैर्द्वादशभि रष्टाभिर्वाप्यलङ्कृताम्' એનાં સ્વરપદાદિના સંબંધમાં સંગીતકલ્પતરૂ ગ્રંથમાં લખ્યું છે કે हरोत्तमाङ्गस्थितवस्तुवर्णैर्वाक्यार्थभूम्नार्थपदैस्त्रिसंख्यै: षड्भिश्चतुर्भिर्नृपविप्रसंस्तत्समाशिषासंप्रवदन्ति नान्दीम्' ઇત્યાદિ. વળી એક જગ્યુ એનું પ્રયોજન આમ આપેછે 'उत्थापनादिकान्यङ्गान्यस्यभूयांसि यद्यपि तथाप्यवश्यं कर्तव्या नान्दी विघ्नोपशान्तये' એ શબ્દના સંબંધમાં એક ગ્રંથમાં લખેછે કે 'आशीर्यत्र नमस्क्रिया च शशिन: संकीर्तनं वस्तुनो निर्देशो गुरुसंस्तुतिर्मधुलिहामोदाय पुष्पांजलि: श्रव्यैर्द्वादशभि: पदैरथसमैर्यद्वाष्टभिर्निर्मिता सद्वृत्तेन सुसन्धिना च कथिता नान्दीति सर्वागमे' વળી સાહિત્યદર્પણમાં લખેછે કે 'आशीर्वचनसंयुक्ता नित्यं यस्मात्प्रयुज्यते देवद्विजनृपादीनां तस्मान्नान्दीति संज्ञिता.'

‡યોગી० ઇત્યાદિ શ્લોક=આ શ્લોક મૂળ ગ્રંથમાં નથી. એ અહિં લખવાનું કારણ એ છે કે પ્રત્યેક ઉત્તમ નાટકમાં આદિ શ્લોક બહુશ: વસ્તુનિર્દેશક હોય. અભિજ્ઞાનશાકુન્તલ વિક્રમોર્વશીયાદિ નાટકોમાં જોઇશું તો આ નિયમ સ્પષ્ટ જણાશે. મૂલ

૮

## શાર્દૂલવિક્રીડિત.

*ધ્યાનવ્યાજ ધરી કરે મનન તું કો સ્ત્રીનું? ઊઘાડિને—
નેત્રો, જો તું અનંગબાણવશ આ; રક્ષે ન શક્તિ છતાં.
છે મિથ્યાકરુણાળુ તું; નર તુંથી છે ક્રૂર કો?' એ રીતે
વારસ્ત્રીથકી સેર્ષ્ય પૃષ્ટ તમને બુદ્ધપ્રભુ † પાળજો! ૧

વળી

---

ગ્રંથમાંના ધ્યાન વ્યાજ૦ ઇત્યાદિ શ્લોકમાં આ પ્રમાણે ન હોવાથી બિજો નવોજ શ્લોક આ ભાષાન્તરમાં મુકવો એવી સુચના કેટલાક વિદ્વાન્ મિત્રોએ કરી. ને તેમ કરતાં આ શ્લોક રચાયો છે. એનો પ્રસંગ તથા અર્થ આમ છે=દેવદૈત્યનાં સમુદ્ર-મથનના પ્રસંગપર શંકર પણ તેમાં વ્યાપૃત હતા એ પૌરાણિક વાર્ત્તા સર્વવિદિત છે. અસ્તુ; તે પ્રસંગે રત્નસમૂહમાં હાલાહલની ઉત્પત્તિ થવાથી તે કોણે સ્વીકારવો એ વિષે વાદ ઊઠતાં સૌએ ના કહી પણ એ સંકટના સમયપર શંકરે તેનું પાન કર્યું ને તેની અસાધારણ વ્યથા સહન કરી એમાં પણ કાંઈ નવલ નથી. પણ વિશેષ માત્ર એજ છે કે એમાંના સ્પષ્ટ આશીર્વાદ સાથે વસ્તુનિર્દેશ થાયછે. આશીર્વાદ તો સ્પષ્ટજ છે. વસ્તુનિર્દેશ આ પ્રમાણે છે:— નાગરક્ષાર્થે ગરુડનો ભક્ષ થઈને નાયક (જીમૂતવાહન) નું બેસવું ને શ્લોકમાં શંકરનું લોકકલ્યાણાર્થે હાલાહલપાન કરવું, નાયકનું મુહૂર્તભર નિર્જીવ રહેવું, ને શંકરનું નિમિષમાત્ર મૂર્છિત રહેવું. શક્તિ (શંકર પક્ષે) ચિન્મય—શંકરની નૈસર્ગિક—દેહભિન્ન—આત્મિક શક્તિ જે સકલ સજીવનિર્જીવપદાર્થનું આદિકારણ અને સર્વશ્રેષ્ઠ મનાય છે તે; (નાયક પક્ષે) દુર્ગા—ગૌરી જે શક્તિરૂપે પૂજાયછે તે (શાક્તમત).

એ વૃત્તનું નામ સ્રગ્ધરા; એનું લક્ષણ=‘म्रभ्नैर्यानां त्रयेणात्रिमुनियतियुतास्रग्धरा कीर्तितेयम्’ એમાં પ્રથમ ગણ ‘મગણ’ છે એ વિષે ભામહ પંડિત કહેછે કે ‘क्षेमंसर्वगुरुर्दत्ते मगणो भूमिदैवत:’ તેમજ આરંભેજ જે યકાર છે એને માટે પણ ‘यस्तुश्रीद:’ એવું વચન છે,

*ધ્યાનવ્યાજ એ પહેલા શ્લોકમાં બુદ્ધની શ્લાઘા છે. એ શ્લોક આશીર્વાદાત્મક છે. એનો ગદ્યક્રમ તથા અર્થ આમ છે ‘ઇશ્વરમનનનું મિથ્યા ડોળ કરી કઇ સ્ત્રીનો તું વિચાર કરતો બેઠો છે? નેત્રો ઊઘાડી કામદેવનાં બાણને વશ થયલી આ અબલાને તારે જરા જોવી જોઈએ; રક્ષણ કરવાની તારામાં શક્તિ છતાં તું તેમ કરતો નથી માટે દયાલુતાનો તો તું માત્ર દંભજ રાખેછે, પણ તારા કરતાં વધારે નિર્દય કોઇ છેજ નહિ.’ આ પ્રમાણે સક્રોધ વારાંગનાઓએ જેને કહ્યું તે બુદ્ધ તમારૂં રક્ષણ કરો. એ વૃત્તનું નામ શાર્દૂલવિક્રીડિત. તેનું લક્ષણ=‘सूर्याश्वैर्यदिम:सजौ सततगा: शार्दूलविक्रीडितम्.’

† બુદ્ધપ્રભુ—જન એવો સામાસિક શબ્દ વારંવાર શાક્યસિંહના અર્થમાં વપરાય-

## સ્ત્રગ્ધરા.

* ખેંચ્યું જ્યાં ચાપ કામે, ઝટ પટહ વગાડ્યું મહામારવીરે
સ્વર્ગસ્ત્રીઓએ નચાવી નયનૅ, સ્મિતમુખે જોયું ભ્રૂભંગકંપે;
સિદ્ધોએ શીર્ષ નામ્યું; પુલકિતવપુથી વિસ્મયે ઈંદ્રદેવે—
ધ્યાને દીઠો; મહાન્ તે અચલ મુનિ સદા પૂર્ણ પાળો તમોને. ૨

## નાંદ્યંતે

† **સૂત્રધાર:**—બહુ વિસ્તાર કરવાનું પ્રયોજન નથી. રાજશ્રીહર્ષદેવનાં ‡ ચરણકમલાશ્રિત નાનાદેશાગત નૃપમંડલે આજ મને આ ઈંદ્રોત્સવમાં અત્યાદરથી બોલાવી ઇચ્છા જણાવી છે કે “અસ્મત્સ્વામી શ્રીહર્ષે

---

છે. એ શાક્યસિંહે બૌદ્ધ મત પ્રવર્તાવ્યો. નપાળની પાસે કહેક કપિલવસ્તુ નગર એની જન્મભુમિ ગણાઈ છે. બુદ્ધને વિષ્ણુનો નવમો અવતાર પણ માનેછે; ‘निंदसि यज्ञविधेरहह श्रुतिजातम् सदयहृदयदर्शितपशुघातम् केशव धृतबुद्धशरीर जयजगदीश हरे’ એ બુદ્ધ વિષે એમ મનાયછે કે જ્ઞાનની સંપૂર્ણ સમૃદ્ધિનાં બલે તે જન્મમરણભયથી મુક્ત થયો; અને કલ્પાવસાને મળતી સર્વસામાન્ય મુક્તિની પૂર્વે જેને મુમુક્ષા હોય તેવાને માટે એ અમુક વર્તન બોધેછે.

* ખેંચ્યું, ઈત્યાદિ બીજા શ્લોકનો અર્થ આમ છે=કામે પોતાનું ચાપ ખેંચી પૂર્ણ સત્તા દર્શાવી, કામના ઈતર સુભટોએ પોતાનાં પટહ ( ઢોલ ) વગાડ્યાં, અપ્સરાઓએ સ્મિતભ્રૂભંગકટાક્ષાદિ કામપ્રકારવડે પોતાનો પ્રયાસ કર્યો, સિદ્ધ પુરુષોએ પ્રાર્થના કરી નમન કર્યું—સાક્ષાત્ ઇંદ્ર પણ અતીવ વિસ્મયાકુલ થઈ ગયો—તથાપિ દૃઢ ધ્યાનમાંથી જરા પણ ચલિત થયો નહિ એવો શાક્યમુનિ (બુદ્ધ) તમને રક્ષો.

† સૂત્રધાર=એને માટે માતૃગુપ્તાચાર્ય કહેછે કે ‘चतुरातोद्यनिष्णातोऽनेकभूषासमावृत: नानाभाषणतत्त्वज्ञो नीतिशास्त्रार्थतत्त्ववित् वेश्योपचारचतुर: पौरुषेणविचक्षण: नानागतिप्रचारज्ञो रसभावविशारद: नाट्यप्रयोगनिपुणो नानाशिल्पकलान्वित: छंदोविधानतत्त्वज्ञ: सर्वशास्त्रविचक्षण: तत्तद्गीतानुगलयकलातालावधारण: अवधायप्रयोक्ता च योक्तॄणामुपदेशक: एवं गुणगणोपेत: सूत्रधारोऽभिधीयते’ વળી કહિં એમ પણ છે, ‘नाट्योपकरणादीनि सूत्रमित्यभिधीयते सूत्रं धारयतीत्यस्मात्सूत्रधारोमतो बुधै:’ વળી સંગીતસર્વસ્વમાં કહ્યું છે કે ‘वर्तनीयतया सूत्रं प्रथमं येन सूच्यते रङ्गभूमिं समाक्रम्य सूत्रधार:सउच्यते’

‡ ચરણરૂપી કમલનોજ આશ્રય છે જેને એવા.

*વિદ્યાધર ચક્રવર્તીવિષે નાગાનંદ નામનું અપૂર્વ †નાટક રચ્યું છે, એમ અમે કર્ણક્રમથી સાંભળ્યું છે ખરૂં, પરંતુ તેનો પ્રયોગ દીઠો નથી; માટે એ સકલજનાહ્લાદક કવીશ્વરપ્રતિ માનદૃષ્ટિથી, અથવા અમારાપર કૃપાદૃષ્ટિથી તું એ નાટકનો યથાવત્ પ્રયોગ કરી દેખાડ." તો હવે ‡નેપથ્યરચના કરી, પ્રસ્તુત કાર્યનો આરંભ થયો જોઈએ. (આમતેમ ફરી અવલોકન કરતો) અહાહા! સભાજનનાં મન તો એકાગ્ર થયાંજહશે એમાં શંકા નથી; કારણ કે

**शार्दूलविक्रीडित.**

છે શ્રીહર્ષ વિદગ્ધ પંડિત, સભા આ છે ગુણગ્રાહિણી,
છે લોકપ્રિય શુદ્ધ એ ચરિત, ને પ્રાવીણ્ય નાટ્યે મમ;
આમાંની પ્રતિવસ્તુ ઈષ્ટફલદા; રાખ્યું શું બાકી હવે?
મત્સદ્ભાગ્યથી છે સમૂહ અહિં આ સર્વે ગુણોનો મળ્યો. ૩

---

*એક દેવયોનિ છે, 'विद्याधराप्सरोयक्षरक्षोगंधर्वकिन्नराः पिशाचो गुह्यकः सिद्धो भूतोऽमी देवयोनयः' એ અમરવાક્ય છે.

† નાટક=રૂપકનો એક પ્રકાર. એને માટે માતૃગુપ્તાચાર્યની વ્યાખ્યા આમ છે:— 'प्रख्यातवस्तुविषयं धीरोदात्तादिनायकम् राजर्षिवंशचरितं तथा दिव्याश्रयान्वितम् युक्तं बुद्धिविलासाद्यैर्गुणैर्नानाविभूतिभिः शृंगारवीरान्यतरप्रधानरससंश्रयम्...........नाट्यालंकरणैर्नानाभावयुक्पात्रसंचयैः अंकप्रवेशकैराढ्यं रसभावसमुज्ज्वलम् सुखदुःखोत्पत्तिकृतं चरितं यच्च भूभृताम् नाटकं नाम तज्ज्ञेयं रूपकं नाट्यवेदिभिः' ભરતમુનિ સંક્ષેપેજ કહી દેછે કે 'नाटकं ख्यातवृत्तं स्यात्' એટલે કોઈપણ પૌરાણિક વા ઐતિહાસિક વાર્તા પરથી નાટક રચી શકાય. કવિરાજ નર્મદાશંકર કહેછે કે 'અભિનયયુત જનદર્શન, સુવેષવાણીવિષે રસે રેહોય, સ્થિતિકૃતિવસ્તુઅનુકરણ, નાટક— રૂપક સુરમ્યહિતુ હોય.' નાટક દૃશ્ય કાવ્ય પણ કહેવાયછે અને સામાન્યતઃ કાવ્ય સપ્રયોજન મનાયછે. કાવ્યપ્રકાશકર્તા મમ્મટ લખેછે કે 'काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये सद्यः परनिर्वृतये कान्तासंमिततयोपदेशयुजे' એનો આરંભ કેવો હોવો જોઈએ તેને માટે લખ્યું છે કે 'आशीर्नमस्क्रियावस्तुनिर्देशो वापि तन्मुखम्.'

‡ 'अभिनयनापेक्षितवेशभूषणादिकं नेपथ्यम्'

છે શ્રીહર્ષ૦ શ્લોકમાં કવિ આત્મશ્લાઘાનો દોષ કરેછે. અન્ય કવિઓનું એ સબંધમાં એથી ઉલટુંજ વર્તન દીઠામાં આવેછે. જેમકે 'आपरितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम्' ઈત્યાદિ અભિજ્ઞાન શાકુન્તલમાં, તેમજ तं संतः श्रोतुमर्हन्ति ઈત્યાદિ રઘુવંશમાં, તથા प्रणयिषु वा दाक्षिण्यात् ઈત્યાદિ વિક્રમોર્વશીયમાં કવિએ ઘણીજ નમ્રતા દર્શાવી છે.

તો હવે ઘેર જઈ ગૃહિણીને મળી સંગીતનો આરંભ કરૂં (પરિક્રમણ કરી નેપથ્યભણી જોતો) *આર્યે, આવવું આમ.

**નટી**—(સજલનેત્ર પ્રવેશ કરી) †આર્યપુત્ર, આ આવી હું મંદભાગ્યા. શી આજ્ઞા છે કાન્ત?

**સૂત્ર**૦—(નટીને અવલોકી) પ્રિયે, નાગાનંદનાટકનો પ્રયોગ કરતી વેળાએ આ અકારણ રુદન શું વારૂ?

**નટી**—આર્યપુત્ર, રડું એમાં શું આશ્ચર્ય? આપ હવે કુટુંબભરણને યોગ્ય થયા છો, તથા પોતાની હવે પૂર્ણ વૃદ્ધાવસ્થા થઈ, એમ માની પૂજ્યપિતાએ સંસાર ઉપરથી મન ખસેડી, માતાસહિત આમણાંજ પ્રયાણ કર્યું તપોવનમાં! ‡

**સૂત્ર**૦—(સનિર્વેદ) અરેરે, મારો પરિત્યાગ કરિને શામાટે તપોવનમાં ગયાં મારાં માતાપિતા; રેરે શું કરવું હવે મારે! (વિચાર કરી) મારે પણ અનુગમનજ કરવું તેમનું. વૃદ્ધસેવાસુખ છોડી ઘેર રહિને શું પ્રયોજન?

**अनुष्टुप्.**

આ ક્રમાગત ઐશ્વર્ય તજી, આજ તપોવને— §
જાઉં હું પિતૃસેવાર્થે, જેમ જીમૂતવાહન. ૪

(એમ કહિને બંને નિષ્ક્રમણ કરેછે)

---

ભવભૂતિ પણ ઉત્તરરામચરિતમાં તેમજ માલતીમાધવાદિમાં આજ દોષ કરેછે. ભવભૂતિ જેવા મહાકવિનું આમ બોલવું યથાર્થ છે એમ કેટલાક માનેછે પણ અમારે મતે તો એ એક મહાદોષ છે.

*'पत्नी चार्येति संभाष्या' એવું ભરતવચન છે.

†'सर्वस्त्रीभिः पतिर्वाच्य आर्यपुत्रेति यौवने' એ ભરતાજ્ઞા છે.

‡મનુસ્મૃતિમાં કહ્યું છે કે 'गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत्॥ संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम् पुत्रेषु भार्यां निक्षिप्य वनं गच्छेत्सहैव वा॥'

§આ ક્રમાગત૦ શ્લોકમાં કવિએ બુદ્ધિપ્રભાવ સારો જણાવ્યો છે. જેમ અભિજ્ઞાનશાકુન્તલમાં કવિ પ્રસ્તુત કાર્યનું સૂત્રધારને વિસ્મરણ કરાવી 'तवास्मिगीतरागेण' ઈત્યાદિ બોલાવી સૂત તથા રાજાનો પ્રવેશ કરાવેછે તેજ પ્રમાણે અહિં છે. કવિત્વની ખરી કસોટી આવેજ પ્રસંગે છે. વળી 'જેમ જીમૂતવાહન' આટલું બોલાવી કવિ નાટકનો એક મુખ્ય નિયમ પાળેછે; કહ્યું છે કે 'नासूचितं विशेत्पात्रम्' અથવા 'नासूचितस्य पात्रस्य प्रवेशो निर्गमस्तथा.'

### इति प्रस्तावना.

( એટલે *નાયક (જીમૂતવાહન) અને †વિદૂષક પ્રવેશ કરેછે. )

**नायकः**—( સખેદ ) સખે આત્રેય.

**शार्दूलविक्रीडित.**

રાગસ્થાન અને વળી અચિર છે, જાણું હું એ સર્વથા;
કાર્યાકાર્યવિમૂઢ, એ વિદિત છે કોને ન આ લોકમાં?
એવું નિંદ્ય છતાં કરે સફલ ઈચ્છા સર્વ જે, યૌવન—
તે સેવા પિતૃનીવિષે, પ્રિયસખે, ચાલ્યું બધું જાયછે! ૫

**विदूषकः**—(સરોષ) ‡ વયસ્ય, ખરેખર આ તારાં જીવન્મૃત માતાપિતાની અતિદીર્ઘ સેવામાં વનવાસદુઃખ સહન કરી તું બહુજ કષ્ટિત થયો; માટે હવે તો એ વૃદ્ધસેવાબંધનમાંથી મુક્ત થઇને કૃપા કરિને યથેચ્છ ઉપભોગ કર કેવલ રાજ્યસુખનો.

**नायकः**—મિત્ર, વાસ્તવિક નથી એ તારૂં કહેવું, કેમકે

**शार्दूलविक्रीडित.**

શોભે તાતસમીપ ભૂમિપર, શું તેવો સુસિંહાસને?
વૃદ્ધાંઘ્રિદ્વય સેવવાથી સુખ જે, તે શું મળે રાજ્યમાં?
ભુક્તત્યક્ત પિતાતણાંથી સુખ જે, ત્રૈલોક્યમાં તેવું શું?
(માટે) વૃદ્ધત્યાગ કરી હું રાજ્યસુખને મિથ્યા ગણું સર્વથા. ૬

**विदू०**—§( સ્વગત ) ધન્ય છે એનો વૃદ્ધચરણસેવાવિષે પ્રેમ આ! (વિચારિને) અસ્તુ, ત્યારે તો આમ પણ કહેવું હવે ( પ્રકાશ ) મિત્ર, માત્ર રાજ્યસુખનેજ ઉદ્દેશિને નથી કહેતો હું. બીજાં પણ તારાં કર્તવ્ય બહુ રહ્યાં છે.

---

*પુરુષપાત્રવર્ગમાં મુખ્ય. એ પતિ, ઉપપતિ કે વૈશિક હોય. આ નાટકનો નાયક ધીરોદાત્ત છે. એની વ્યાખ્યા આમ છે 'अविकत्थनः क्षमावानतिगंभीरो महासत्वः स्थेयान्निगूढमानो धीरोदात्तो दृढव्रतः कथितः'

†સાહિત્યદર્પણમાં કહેછે કે 'कुसुमवसन्ताद्यभिधः कर्मवपुर्वेशभाषाद्यैः हास्यकरः कलहरतिर्विदूषकः स्यात्स्वकर्मज्ञः'

વળી સુધાકરમાં લખ્યું છે કે 'विकृताङ्गवचोवेशैर्हास्यकारी विदूषकः'

‡ 'विदूषकेनवक्तव्यो वयस्येति च भूपतिः'

§ 'अश्राव्यंखलुयद्वस्तु तदिहस्वगतंमतम् सर्वश्राव्यं प्रकाशं स्यात्...'

**नायक:**—( સસ્મિત ) કર્તવ્ય સર્વે કર્યાંજ છે તો સખે, સાંભળી લે એકવાર સઘળું.

**दिंडी.**

ન્યાયમાર્ગે મેં યોજી પ્રજા સર્વે, સજ્જનો કર્યા સુખી ન મને ગર્વે;
સ્વસાદૃશ્ય દીધું બંધુજનોને મેં; રાજ્યપાલન પણ કર્યું અતિપ્રેમે.
ઈપ્સિતાધિકફલદા મુકલ્પવૃક્ષ— અર્પ્યું અર્થીને સકલજનોસમક્ષ;
કિયાં કર્તવ્યો છે રહ્યાં વયસ્ય? ખરૂં કહેછે કે માત્ર કરે હાસ્ય? ૭

**विदू०**—વયસ્ય, તારો અતિ સાહસિક શત્રુ મતંગહતક સમાસન્ન હોવાથી તારા વિના રાજ્ય કદાપિ સુરક્ષિત છેજ નહિ, યદ્યપિ પ્રધાનામાત્યાદિ-સંયુક્ત છે તથાપિ.

**नायक:**—શું? એ મતંગ મારૂં રાજ્યહરણ કરશે એવી શંકા થાયછે તને વયસ્ય!

**विदू०**—એમાં શો સંદેહ!

**नायक:**—હં:, એમ થયું ત્યારે શી ચિંતા છે? આ શરીરાદિ જે કાંઈ વસ્તુ મારી છે તે સર્વે મેં પરોપકારાર્થેજ યોજવા ધારી છે, તો રાજ્યજેવી મિથ્યા વસ્તુની શી ગણના હોય? માટે પિતાની આજ્ઞાનુસાર વર્તવું એજ પ્રાપ્ત છે; તેમની એવી આજ્ઞા છે કે "વત્સ જીમૂતવાહન, આ સ્થાનમાં બહુ દિન સામટા ગાળ્યાથી સમિધ્, દર્ભ, પુષ્પાદિ વસ્તુ પુષ્કલ મળી આવતી નથી, તેમજ કંદ, મૂલ, ફલ, નીવારાદિ ચિરોપભોગથી ખૂટવા આવ્યાં છે તેથી **મલયગિરિ** જઈ ત્યાં કોઈ નિવાસયોગ્ય આશ્રમસ્થાન જોઈ આવ" માટે ચાલ, તેજ દિશાએ વળીએ.

**विदू०**—જેવી વયસ્યની ઇચ્છા (બંને નિષ્ક્રમણ કરેછે એટલે નાયકને એકાએક નિરખતો) અહો, વયસ્ય, આ સ્નિગ્ધચંદનતરુવનની સુગંધિથી પૂર્ણ ને વિષમ ગિરિતટપરથી પડતા જલપ્રવાહના શીતલ કણયુક્ત મલયાનિલથી આપણો માર્ગપરિશ્રમ દૂર થઇજઈ જાણે પ્રથમસંગમોત્સુક પ્રિયાનું આલિંગન થયું હોયની તેમ રોમાંચિત થાયછે આ તારૂં શરીર!

**नायक:**—(સવિસ્મય) અહો, ખરે મલયાચલઆગળજ આવી પોંચ્યા આપણે, (આસપાસ દૃષ્ટિ કરતો) અહાહા, કેવી રમણીયતા છે આ ગિરિવરની!

**शार्दूलविक्रीडित.**

જ્યાં ઉન્મત્ત કરી સુચંદનરસ સ્રાવે વપુઘર્ષણે,
જ્યાં ગાજે બહુ ગહ્‌વરો જલતણા વીચિપ્રતિશબ્દથી.
પાદાલક્તકરક્ત છે ગિરિશિલા સિદ્ધાંગનાને જવે,
એવો આ મલયાદ્રિ રમ્ય કરતો ઔત્સુકય ચિત્તે મુજ. ૮

માટે આવ ઉપર ચઢિને કોઈ નિવાસયોગ્ય આશ્રમસ્થાન જોઈએ (ઉપર ચડવા જેવું દાખવી દક્ષિણનેત્રસ્પંદન સૂચવતો) સખે,

**गीति.**

*ફરકે મમ જમણું નયન, ફલસ્પૃહા તો નથી મને કાંઈ,
પણ, મુનિવચ નહિ મિથ્યા; સૂચવતું એ હશે શું કલ્યાણ? ૯

**विदू॰**— વયસ્ય, પ્રિયવસ્તુની પ્રાપ્તિનો અવસર નિકટ છે એવી એની સૂચના હોય એમ મને તો ભાસેછે.

**नायक:**— કદાચિત્ તું કહેછે તેમ સંભવે પણ ખરૂં.

**विदू॰**— (વિલોકી) વયસ્ય, જો, જો, આ અતિસ્નિગ્ધ વૃક્ષોની કુંજથી સુશોભિત સ્થલ, હોમદ્રવ્યસુવાસયુક્ત ધૂમાડો નિકળતો જણાયછે તેથી, તથા પશુઓ ભયવિના સ્વસ્થ બેઠાં છે એ ઉપરથી, નિઃશંક કોઈ તપોવન હોય એમજ ભાસેછે મને.

**नायक:**—ઠીક લક્ષમાં લીધું મિત્ર, ખરે આ તપોવનજ છે; કેમકે,

**शार्दूलविक्रीडित.**

વસ્ત્રાર્થે પુરતોજ આ તરુત્વચા કાપી દયાથી લીધી,
ને આ ભગ્નકમંડલુરજ દિસે સ્વચ્છાંબુમાં સ્પષ્ટ જે,
આ ઝાઝાં કટિસૂત્ર છે ત્રુટિત, જે નાખી દીધાં બાલકે;
ને આ સામપદો સદાશ્રવણથી બોલે શુકો હર્ષથી.† ૧૦

---

* ફરકે॰ ઇત્યાદિ શ્લોકમાં નાયકનાં દક્ષિણ નયનનું સ્ફુરણ થયું એમ જણાવેછે. સંસ્કૃત કવિઓ બાહુનયનાદિનાં સ્ફુરણને ભાવિશુભાશુભસૂચક ગણેછે. જુઓ અભિજ્ઞાનશાકુન્તલ 'शान्तमिदमाश्रमपदं स्फुरति च बाहुः कुतः फलमिहास्य'

† ને આ......શુકો હર્ષથી=વારંવાર એકનાએક શબ્દોના ઉચ્ચારનાં શ્રવણથી શુકો તે બોલતાં શિખેછે એ સંસ્કૃત કવિઓમાં સાધારણ કલ્પના છે; જુઓ કાદંબરીપૂર્વભાગમાંનો મંગલશ્લોક 'जगुर्गृहेऽभ्यस्तसमस्तवाङ्मयैः ससारिकैः पंजरवर्तिभिः शुकैः निगृह्यमाणा बटवः पदेपदे यजूंषि सामानि च यस्य शङ्किताः'

તો આવ, પ્રવેશ કરી અવલોકન કરીએ (તેમ કર્યા પછી સવિસ્મય) અહાહા, શંકાયુક્ત વેદવાક્યનું વિવેચન કરવામાં ઉદ્યુક્ત આનંદી મુનિજનનાં, તથા મુખે વેદપાઠ કરતા કુમળાં સમિધ્ કાપતા ઋષિબાલકોનાં, અને નાનાં નાનાં તરુના ક્યારામાં જલસિંચન કરતી ઋષિકન્યાઓનાં મધુર દર્શનથી આ તપોવન પ્રશાંત રમણીય દિસેછે! વળી,

**માલિની.**

*મધુપમધુરશબ્દે આપતાં આવકાર,
ફૂલનતશિર વંદે સ્પષ્ટ માનાનુસાર,
કરો સુકુસુમવૃષ્ટિ પ્રીતિથી અર્ઘ્ય આપે,
તરુ અતિથિસપર્યા છે શિખ્યાં ભૂપતાપે. ૧૧

તેથી નક્કી આ નિવાસયોગ્ય આશ્રમસ્થાનજ છે, અહિં રહ્યાથી સર્વથા આપણે નિશ્ચિંત થઇશું.

**વિદૂ૦**—વળી જોવું વયસ્ય, આ હરિણો પોતાનાં મસ્તક સહજ વાંકાં કરી, મુખમાંનો દર્ભગ્રાસ અર્ધો ખાઇ જઇ, શેષ અર્ધભાગ એમનોએમજ રાખી, પોતાના કર્ણ જરા ઊંચા કરિને તથા આંખ સ્વસ્થ મિચી એકાગ્ર ચિત્તે કાંઇક સાંભળવામાં લીન થયલાં મારા લક્ષમાં આવેછે.†

**નાયક**:—(જરા કાન દઇને) ઠીક લક્ષમાં લીધું સખે, એમજ છે,

**સ્રગ્ધરા.**

સ્થાનમાખિમસંગે પ્રકટ યમક છે મધ્ય તાર સ્વરોમાં,‡
વીણાતંત્રીધ્વનિ તો ભ્રરસ્વસમો શ્રાવ્ય છે સ્પષ્ટ જેમાં,
એવું કો ગાન રૂડું મધુર રસભર્યું સાંભળે, વક્ર અંગ—
રાખી બંધ ધ્વનિ તે મુખતૃણકવલચ્છેદનો આ કુરંગ. ૧૨

**વિદૂ૦**—વીણાસહિત ઉત્તમ પ્રકારનું ગાયન આ તપોવનમાં એ કોણ કરતું હશે વયસ્ય?

---

* મધુપમધુરશબ્દે૦ ઇત્યાદિ શ્લોકમાં કવિએ બહુજ ઉત્તમ પ્રકારની ઉત્પ્રેક્ષા વાપરી છે. શ્રીહર્ષના બુદ્ધિવિલાસ (Flights of Imagination) નું નિદર્શન આપતી વેળાએ બહુશઃ આજ શ્લોક અપાયછે.

† આ વાક્યમાં સ્વભાવોક્તિ અતીવ ઉત્કૃષ્ટ છે 'स्वभावोक्तिरसौ चारु यथावद्वस्तुवर्णनम्'

‡ સ્થાન, યમક, મધ્ય, તારાદિ શબ્દો સંગીતપરિભાષામાંના છે.

**नायकः**—કોમલ આંગળીએ તાર દબાવાથી વીણા સ્પષ્ટ શબ્દ કરતી સંભળાતી નથી તેથી બહુજ સૂક્ષ્મ ને મધુર સ્વરે ગાયન થાયછે (આંગળીવડે દેખાડતો) આ દેવાલયમાં દેવતારાધન કરતી કોઈ દેવાંગના એ સવીણ ગાયન કરતી હોય એમ ભાસેછે.

**विदू०**—વયસ્ય, ચાલ, આપણે પણ પ્રવેશ કરીએ એ દેવાયતનમાં.

**नायकः**—ઠીક સંભાર્યું; દેવદર્શન અવશ્ય કરવુંજ જોઈએ, ચાલવું. (આગળ ધસતાં અકસ્માત્ અટકી) સખે, જોવાને અયોગ્ય કદાચિત્ કોઈ સ્ત્રી હોય તો? માટે આ તમાલવૃક્ષને ઓથે ઉભા રહી દેવદર્શનના સમયની વાટ જોઈએ (તેમ કરેછે. એટલે ભૂમિપર બેસી વીણા વગાડતી નાયિકા (મલયવતી) દાસીસહિત દષ્ટિયે પડેછે).

**नायिका**— पद.

ભગવતિ ગૌરિ વંદે કૃપાલો  
દાસી જાણો હવે મુજ દુઃખ ટાળો—ભગવતિ૦ ધ્રુવ૦  
ભકત ઘણાનાં કાર્ય કર્યા છે  
તેમજ મમ મનવાંછિત આલો—ભગવતિ૦ ૧૩

**नायकः**—(સાંભળી રહી) વયસ્ય, ધન્ય છે એ ગાયન ને વાદ્ય !

### शार्दूलविक्रीडित.

*વ્યકિતવ્યંજનધાતુઆદિ દશ તે આ સુંદરીમાં દિસે,  
લંબિતદ્રુતમધ્ય સર્વ લયને વિસ્પષ્ટ કીધા ત્રિધા,  
ગોપુચ્છાદિ જિજ્ઞ પ્રશસ્ય યતિયો દિસે સુસંપાદિતા,  
ને વાદ્યાનુગત સ્ફુટ ત્રણવિધિજ્ઞાન ક્રમે દાખવ્યું. ૧૪

**दासीचतुरिका**—રાજદારિકે, ક્યારની વીણાવાદ્ય તું કરેછે તથાપિ તારી આંગળીને કષ્ટ નથી થતું શું ?

**नायिका**—†હંજે, ભગવતીની આગળ વગાડવાથી મારો હસ્ત કદાપિ પરિશ્રમ પામે એમ તું માનેછે શું ?

---

*વ્યક્તિ૦ ઈત્યાદિ શ્લોકમાં વ્યક્તિ, વ્યંજન, ધાતુ, લયાદિ શબ્દો સંગીતશાસ્ત્રના પારિભાષિક શબ્દો છે.

† 'हंजे हंडे हलाह्वाने नीचां चेटीं सखीं प्रति' એ અમરકોશનું વાક્ય છે.

**चतु०**— રાજકન્યે, સત્ય કહુંછું હું કે આ નિર્દય દેવીઆગળ વાઘથી શું? કન્યાદુષ્કર નિયમો ને ઉપાસનાથી આટલો દીર્ઘ કાલ થયાં તું એને સેવેછે તથાપિ એની પ્રસન્નતા તો લેશમાત્ર પણ જણાતીજ નથી.

**विदू०**— વયસ્ય, આ તો *કન્યા છે, એને જોવામાં શો બાધ હોય?

**नायकः**— નિઃશંક કાંઈજ નહિ. કન્યા સદૈવ નિર્દોષદર્શના છે; પણ કદાપિ આપણને જોઈને બાલસ્વભાવનેલીધે ભય ને લજ્જાથી અહિં વિશેષ ઊભાં રહેશે નહિ; માટે આ તમાલવૃક્ષને અંતરેજ રહીને જોઈએ આપણે (બંને અવલોકન કરેછે).

**विदू०**— (સવિસ્મય જોતો) વયસ્ય, આશ્ચર્ય, જો, જો, આ સ્ત્રી વીણા-વિજ્ઞાનથીજ માત્ર કર્ણને સુખ આપતી નથી, પણ એનાં વીણા-ચાતુર્યાનુરૂપ સૌંદર્યથી નેત્રને પણ સમાનજ હર્ષ ઉત્પન્ન કરેછે. એ તે કોણ હશે વારુ? હશે કોઈ દેવકન્યા કે નાગકુમારી; કે કોઈ †વિદ્યાધરાત્મજા કે સિદ્ધકુલસંભવા હશે એ?

**नायकः**—(સસ્પૃહ અવલોકન કરતો) કોણ હશે તે કાંઈજ કળી શકાતું નથી મિત્ર; તોપણ આટલું તો મને સત્યજ ભાસેછે કે,

### शार्दूलविक्रीडित.

કીધાં નેત્ર કૃતાર્થ સર્વ §હરિના, જો એ હશે સ્વર્ગજા;
જો નાગી, શશિશૂન્યતા નહિ રહો પાતાલમાં એ મુખે;
(પોતાને દેખાડતો) જાતિ આ સકલાન્યજાતિજયિની, વિદ્યાધરી હોય જો;
કીધા સિદ્ધ પ્રસિદ્ધ વિશ્વવિષયે, સિદ્ધાંગના જો હશે. ૧૫

**विदू०**— (નાયકને નિરખી સહર્ષ સ્વગત) હું—ઠીક સપડાયો છે બહુ દિવસે ભગવાન્ કામદેવના ઝપાટામાં આજે મારો પ્રિયસખા; અથવા (ભોજનાભિનય કરતો) આ મજ બ્રાહ્મણના ઝપાટામાં કહિયે તો એ કાંઈ ચિંતા નહિ.

**चतु०**—(સપ્રણય) રાજદારિકે, સત્યજ કહુંછું; ઈષ્ટસિદ્ધિ ન કરતી આ નિષ્ઠુર દેવીઆગળ ગાવાથી શું?

---

(*) કન્યાત્વનું લક્ષણ સુધાકરમાં આમ આપેછે 'तत्र कन्यात्वरूढा स्यात्स-लज्जा पितृपालिता सखीकेलिषु विस्रब्धा प्रायो मुग्धागुणान्विता' ॥

†વિદ્યાધરાદિ દશ દેવયોનિમાં સિદ્ધ પણ છે. જુઓ પાનુ ૧૦ મું.

§ ઈંદ્ર; એને સહસ્ર નયન છે એ પૌરાણિક કથા પ્રસિદ્ધ છે.

**नायिका**—(સરોષ) જોજે કૃપાલુ ગૌરીનો અધિક્ષેપ કરતી; આજ પ્રસન્ન થઈને દેવીએ વરપ્રદાન કર્યું છે.

**चतु**—(સહર્ષ) હેંહે! કહે ત્યારે શો પ્રસાદ દર્શાવ્યો વારૂ?

**नायिका**—હંજે, મારાં *સ્વપ્નનું મને એમ ભાન થાયછે કે જાણે વીણા વગાડતી વેળાએ મને દેવીએ પ્રસન્ન થઈને કહ્યું કે "વત્સે મલયવતિ, આ તારાં વીણાચાતુર્યથી ને સવિશેષ તારી બાલભાવદુષ્કર દૃઢ ભક્તિથી હું સંતુષ્ટ થઈ છું; માટે સત્વર હવે વિદ્યાધરચક્રવર્તી સ્વતઃ અહિં આવી પાણિગ્રહણ કરશે તારૂં."

**चतु**०—(સહર્ષ) એમ છે? ત્યારે તો એ સ્વપ્ન શાનું? દેવીએ મનોવાંછિત વરજ આપ્યો એ તો.

**विदू**०—(સાંભળીને) વયસ્ય, પરે દેવીદર્શનનો યુક્ત સમય તો આજ છે, માટે આવ દેવીગૃહમાં પ્રવેશ કરીએ.

**नायक**:—ના ના, અમણા નહિ.

**विदू**०—(નાયકને બલાત્કારથી ખેંચતો) સ્વસ્તિ †ભવત્યૈ; આ ચતુરિકા સત્યજ કહેછે (નાયકને ઉદ્દેશી) દેવીએ ‡વરજ આપ્યોછે.

**नायिका**—(સલજ્જ ઊભી થઈ) હંજે, (નાયકને ઉદ્દેશી) આ દિવ્ય પુરુષ કોણ હશે વારૂ?

**चतु**०—(નાયકને નિહાળી) એની અસાધારણ કાંતિનેલીધે હું તો એમજ અનુમાન કરી શકુંછું કે ગૌરીપ્રસાદાપ્ત વર આજ હશે.

**नायक**:—(નાયિકા સસ્પૃહ ને સલજ્જ નાયકને નિરખતી હજી ઊભીજ થઈ રહી છે તેને)

**द्रुतविलंबित.**

તરલ વિસ્તૃત નેત્ર દિસે તવ,
ઘન પીન સ્તન કંપિત શ્વાસથી;
શ્રમિત છે તનુ એ અધિકું તપે,
વળી વૃથા શ્રમમાં કયમ તું પડે? ૧૯

* નાટકમાં સ્વપ્નાદિ પાંચ અંતરસંધિ કહેવાય છે. માતૃગુપ્તાચાર્ય કહેછે કે 'स्वप्नो-दूतश्च लेखश्च नेपथ्योक्तिस्तथैव च आकाशवचनं चेति ज्ञेया ह्यंतरसंधयः:'

† 'परपत्नी तु या स्त्री स्यादसंबंधा च योनितः तां ब्रूयाद्भवतीति...' મનુસ્મૃતિ.

‡ 'વર' શબ્દ સંસ્કૃતમાં બે અર્થે પ્રવર્તેછે; ૧. પ્રસાદ; ૨. પતિ.

**नायिका**—હંજે ચતુરિકે, અતિસાધ્વસને લીધે નથી ઊભી રહી શકતી હું આ પુરુષાભિમુખ. (એમ કહી સલજ્જ ને વક્રદૃષ્ટિથી નાયકને નિરખતી કિંચિત્ પરાઙ્મુખ ઊભી રહેછે).

**चतु०**—રાજપુત્રિ, આ વર્તન યોગ્ય છે કે?

**नायिका**—ચતુરિકે, આ પુરુષ આગળ હું નથીજ ઊભી રહી શકતી, માટે ચાલ અહિંથી, કોઈ અંતર દિશાએ વળીએ. (ઊઠવાની ઇચ્છા જણાવેછે).

**विदू०**—વયસ્ય એ માત્ર લજ્જાગ્રસ્ત થઈ ગઈ છે. ચિંતા નહિ; મારી પંડિતવિદ્યાનોજ મુહૂર્તભર ઉપયોગ કરૂં (વિચાર કરી) રાજકન્યે, આ તપોવનમાં આવોજ સંપ્રદાય છે શું કે ગૃહાગત *અતિથિને સ્વાગતસુદ્ધાં ન કરવું?

**चतु०**—(નાયિકાને વિલોકી સ્વગત) મારી સખીનું ચિત્ત નિઃશંક રમમાણ થયલું ભાસેછે આ પુરુષમાં, તો હુંજ આમ કહું (પ્રકાશ) સ્વામિકન્યે, આ વિપ્રવર ઠીક કહેછે; † અભ્યાગતનો સત્કાર અવશ્ય કરવો જોઈએ, ત્યારે આ મહાનુભાવના સંબંધમાં કેમ ભૂલ ખાયછે? નહિતો રહે, હુંજ એનો યોગ્ય આદર કરૂંછું. (નાયકને) આર્ય સ્વાગત છે આપના ચરણયુગલને; આસનપરિગ્રહણથી આભૂષિત કરવો આ પ્રદેશને.

**विदू०**—વયસ્ય, યોગ્ય કહેછે આ ચતુરિકા: ‡મુહૂર્તમાત્ર વિશ્રાંતિ આવશ્યક છે.

**नायकः**—માન્ય છે તે મારે (બંને બેસેછે).

**नायिका**—(દાસીને) રે પરિહાસકુશલે, મા કર આમ; જો કદાપિ કોઈ તાપસ જોશે તો મને કેવલ §વિનયરહિત ગણી કાઢશે. (એટલામાં કોઈ તાપસ પ્રવેશ કરેછે).

---

* 'एकरात्रं हि निवसन् ब्राह्मणोऽतिथिःस्मृतः। अनित्यास्यास्थितिर्यस्मात्तस्मादतिथिरुच्यते'॥ મનુસ્મૃતિ.

† 'गुरुरग्निर्द्विजातीनां वर्णानां ब्राह्मणो गुरुः। पतिरेको गुरुःस्त्रीणां सर्वस्याभ्यागतो गुरुः'॥

‡ મુહૂર્તના અવધિવિષે અમરસિંહ કહેછે કે 'अष्टादश निमेषास्तु काष्ठात्रिंशत्तु ताःकलाः। तास्तुत्रिंशत्क्षणस्ते तु मुहूर्तो द्वादशास्त्रियाम्'॥

§ 'इंद्रियाणां जयं प्राह विनयं भरतो मुनिः'।

**तापसशांडिल्यः**— (સ્વગત) *કુલપતિ કૌશિકે આજ્ઞા કરી છે કે "વત્સ શાંડિલ્ય, ભવિષ્યમાં વિદ્યાધરચક્રવર્તી થનાર **જીમૂતવાહન** આ મલયાચલપર કહિં આવ્યો હશે તેની સાથે પોતાની ભગિની **મલયવતી**ના વિવાહની યોજનાર્થે તેને જોવાને સિદ્ધયુવરાજ **મિત્રાવસુ** પિતાની આજ્ઞાથી ગયો છે, તેની વાટ જોઈ **મલયવતી** બેસી રહેવાથી મધ્યાન્હસવનનો† સમય કદાપિ વીતી જશે, માટે તેડી લાવ તેને." તો ગૌરીગૃહ જઈને તેડી જાઉં મલયવતીને. (પરિક્રમણથી ભૂમિપર દૃષ્ટિ પડતાં) અહો, આ પાંશુલ ભૂપ્રદેશમાં આ સ્પષ્ટ ચક્રાંકિત પદપંક્તિ કોની? (આગળ **જીમૂતવાહન**ને જોઈ) નિઃસંશય એ આ મહાપુરુષનીજ સંભવે છે.

### शार्दूलविक्रीडित.

‡ઉષ્ણીષ સ્ફુટ મસ્તકે શુભ દિસે ભ્રૂમધ્ય ઊર્ણા રુડી
રક્તાંભોજસમાં સુનેત્ર દિસતાં; વક્ષઃસ્થલે સિંહસો;
ચક્રાંક સ્ફુટ છે પદદ્વયવિષે, ભાસે મને તેથી કે—
એ વિદ્યાધરચક્રવર્તિપદવી પામ્યાવિના ના રહે. ૧૭.

અથવા સંદેહ શા માટે હોવો જોઈએ? નક્કી એજ **જીમૂતવાહન**. (મલયવતીને જોઇ) અને આશ્ચર્ય, રાજપુત્રી **મલયવતી** પણ આ અહિંજ છે. (બંનેને નિરખી) આહાહા, જો આ પરસ્પરાનુકૂલ યુગલની ઘટના બ્રહ્મદેવ કરશે તો યુક્તકારી કહેવડાવવાની કીર્તિ તેને પણ બહુ દિવસે મળશે. (અકસ્માત્ આગળ જઈ) કુમાર, સ્વસ્તિ ભવતે.

**नायकः**— §ભગવન્, હું **જીમૂતવાહન** આપને પ્રણામ કરૂંછું (ઊઠવા પ્રયત્ન કરેછે).

---

* 'मुनीनां दशसाहस्रं योऽन्नदानादिपोषणात् । अध्यापयति विप्रर्षिः स वै कुलपतिः स्मृतः'॥

† 'सवनं यजने स्नाने' એ વિશ્વકોષનું વાક્ય છે.

‡ ઉષ્ણીષ સ્ફુટ૦ ઇત્યાદિ શ્લોકમાં ચક્રવર્તીનાં સામુદ્રિક લક્ષણો કહ્યાં છે.

§ 'देवानामपि ये देवा महात्मानो महर्षयः भगवन्निति ते वाच्या यास्तेषां योषितस्तथा'॥

**शांडिल्यः**— વત્સ, ચિરંજીવ. (ઊઠતો જોઈ) ન લેવો ન લેવો એ મિથ્યા શ્રમ. "सर्वस्याभ्यागतो गुरुः" એ વચને તું જ અમારો પૂજ્ય છે; માટે આસનઉપર બેસવું સ્વસ્થ. (મલયવતીને) વત્સે, સ્વસ્તિ ભવત્યૈ.

**नायिकाः**— આર્ય, પ્રણામ કરૂંછું.

**शांडिल्यः**— વત્સે, (નાયકને દેખાડતો) યોગ્ય ભર્તા તુને સદ્ય પ્રાપ્ત થશે. રાજકન્યે, કુલપતિ કૌશિકે કહાવ્યું છે કે મધ્યાન્હસવનનો અવસર વીતી ન જાય એમ સત્વર આવવું.

**नायिकाः**— જેવી ગુરૂની આજ્ઞા. (સ્વગત).

**गीति.**

* આમ પડી ગુર્વાજ્ઞા, આમ દયિતદર્શનસુખ, એવચ્ચે—
વિમૂઢ ગમનાગમને દોલાસમ બનિ ગયું હૃદય મારૂં. ૧૮

(લજ્જા ને પ્રેમસહિત નાયકપ્રતિ વક્ર દૃષ્ટિથી જોતી મલયવતી દાસી ને તાપસસહિત નિષ્ક્રમણ કરેછે).

**नायकः**— (સોત્કંઠ નિઃશ્વાસ નાખી નાયિકાને જોતો)

**अनुष्टुप्.**

જઘનાભારથી મંદ ગતિવાળી, જતાં જતાં—
અન્યત્રાપિ, પગો મારે હૃદયે રે મુકી ગઈ ! ૧૯

**विदू०**— વયસ્ય, દૃશ્ય વસ્તુ દિઠી ને શ્રાવ્ય સાંભળી; તો હવે આ મધ્યાન્હ-સમયના પ્રચંડ સૂર્યાતપથી દ્વિગુણિત થયલો મારો જઠરાગ્નિ ધમધમેછે; માટે ચાલ સત્વર કે કોઈ તાપસનો અતિથિ થઈને કાંઈ કંદ, મૂલ, ફલવડે પણ મારા પ્રાણને આધાર આપું.

**नायकः**— (ઊંચે અવલોકન કરી) અહો, ભગવાન્ સહસ્રરશ્મિ તો આકાશને મધ્યભાગે આવી પોંચ્યા.

---

* આમ પડી૦ ઇત્યાદિ શ્લોકને સરખાવો 'कृत्ययोर्भिन्नदेशत्वात्' ઇત્યાદિસાથે, અભિજ્ઞાનશાકુંતલ.

**शार्दूलविक्रीडित.**

પાંડુ ડોક કરી સુચંદનરસે, સંતાપશાંત્યર્થ જે,
સંમકત સ્વીય કર્ણતાલપવને વીજે વળી આનન;
સિંચેછે જલ કેવું આ નિજ ઉરે લક્ષો મહાહસ્તથી;
સૂકાં શલ્લકની સ્થિતિસમ દશામાં છે ગજોનો પતિ. ૨૦

(નિઃશ્વાસ નાખતો વિદૂષકસહિત નિષ્ક્રમણ કરેછે).

इति प्रथमोऽङ्कः



## अथ प्रवेशक :

**दासीमनोहरिका**—( પ્રવેશકરી સ્વગત ) રાજકુમારી મલયવતીએ મને આજ્ઞા કરી છે કે "મનોહરિકે, મારા મિત્રાવસુને જવાને બહુ સમય થયો, માટે જઇને જો કે તે પાછો આવ્યો વા નહિ." માટે તે આદેશાનુસાર ત્યાં જઇને જોઇ આવું (નેપથ્યભણી જોઇ) પણ વળી આ કોણ અસાધારણ ત્વરાથી આવેછે આમ? અરે, એ તો ચતુરિકા! (ચતુરિકા આવી તેને) હલે ચતુરિકે મારો પરિહાર કરી તું ક્યાં જાયછે આટલી ત્વરાથી વારૂ?

**चतु०**— હલે મનોહરિકે, ભર્તૃદારિકા મલયવતીએ મને આજ્ઞા કરી છે કે "ચતુરિકે, *પુષ્પ વિણવાનો પણ શ્રમ મારાં શરીરથી હવે સહન થતો નથી, અને તેમાં વળી આ શરદાતપથી મારો સંતાપ વિશેષ કષ્ટકારી થાયછે, માટે કોમલ કદલીપત્રવેષ્ટિત ચંદનલતાગૃહમાં †ચંદ્રમણિ શિલાપર મારેમાટે શય્યા સજ્જ કરી આવ." તદનુસાર હું કરી આવી; તો હવે તે નિવેદન કરૂં તેને.

**मनो०**— એમ હોય ત્યારે તો સત્વર જા ને કહે કે તે ત્યાં જઇને દૂર કરે તેનો સંતાપ.

**चतु०**—(સસ્મિત સ્વગત) ‡ અરે એ સંતાપ તે કાંઇ એમ શાંત થશે? મને તો ભાસેછે કે તે સુંદર ને શીતલ ચંદનલતાગૃહથી તો ઉલટો વિશેષ થશે એ સંતાપ. (પ્રકાશ) ઠીક છે, તું જા ત્યારે; હું પણ જઇને રાજકન્યાને નિવેદન કરૂં કે ચંદ્રમણિશિલાતલ સજ્જ છે. ( બંને નિષ્ક્રમણ કરેછે).

---

* આ વાક્યમાં કવિ સૂચના કરેછે કે નાયિકા કામપીડાભિભૂત છે.

† એ મણિપર ચંદ્રજ્યોત્સ્ના પડે કે તત્કાલ એમાંથી શીતલ જલ ઝરવા માંડેછે. સ્વભાવતઃ એ શિલા બહુજ શીતલ રહેછે.

‡ આ ભાષણથી એમ જણાઈ આવેછે કે આ દાસી કામશાસ્ત્રનાં જ્ઞાનવાળી તેમજ સામાન્યતઃ સઘળા વિષયમાં સ્વનામાનુસાર બહુજ દક્ષ છે.

## इति प्रवेशक:*

(એટલે ઉત્કંઠિત સ્થિતિમાં મલયવતી દાસીસહિત પ્રવેશ કરે છે.)

**नायिका**—(નિ:શ્વાસ નાખતી સ્વગત) રે હૃદય, તે સમયે મને લજ્જિત કરી તે પ્રિયજનની સમીપથી દૂર લઈજનાર પણ તુંજ, અને આજે હવે તેજ પુરુષવિષે જઈ નિવાસ કરનાર પણ સ્વત: તુંજ! અરે આ તે કેવી સ્વાર્થપરતા તારી વારૂ? (પ્રકાશ) હંજે ચતુરિકે, મને ગૌરીગૃહભણી લઈ જા.

**चतु०**—(સ્વગત) ચંદનલતાગૃહને વિચારે નિકળી વળી ગૌરીગૃહ કેવું? (પ્રકાશ) ચંદનલતાગૃહમાં જવાને નિકળિને વળી આ શું?

**नायिका**—(સલજ્જ) હંજે, ઠીક સ્મરણ થયું, ચાલ ત્યાંજ.

**चतु०**—રાજકન્યે, આવવું મારી પાછળ પાછળ. (નાયિકા તેમ ન કરતાં અન્ય માર્ગે જાયછે તેને જોઈ સોદ્વેગ સ્વગત) આ તે કેટલી હૃદયશૂન્યતા એની! મારી પાછળ પાછળ આવવાનું મુકી ગૌરીગૃહભણી જવા માંડયું! (પ્રકાશ) રાજદારિકે, ચંદનલતામંડપમાં જવાનો માર્ગ તો આ અહિં છે માટે આમ આવવું (નાયિકા સવિસ્મય ને સસ્મિત ત્યાં જાયછે.) આ રહ્યો તારો લતામંડપ, પ્રવેશ કરી પેલી ચંદ્રમણિશિલાપર બેસી શાંત કર તારા આત્માને. (બંને બેસેછે).

**नायिका**—(† કામાવસ્થાભિનયયુક્ત નિ:શ્વાસ નાખી સ્વગત) ભગવન્ ‡પુષ્પશર, રૂપશોભાથી જેણે તને જીતી લિધો છે તે વીર

---

* નાટકનાં પાંચ અર્થોપક્ષેપક અંગ ગણાયછે તેમાં આ એક છે. કહ્યું છે કે 'अर्थोपक्षेपकै: सूच्यं पञ्चभि: प्रतिपादयेत् विष्कंभचूलिकांकास्यांकावतारप्रवेशकै:' સુધાકર પ્રવેશકનું લક્ષણ આમ આપેછે; 'यन्नीचै: केवलपात्रैर्भाविभूतार्थसूचनम्। अङ्कयोरुभयोर्मध्ये स विज्ञेय: प्रवेशक:'॥ વળી સાહિત્યદર્પણ કહેછે કે 'प्रवेशकोऽनुदात्तोक्त्या नीचपात्रप्रयोजित:। अंकद्वयांतर्विज्ञेय: शेषं विष्कंभके यथा'॥

† એક કામશાસ્ત્રી આચાર્ય લખેછે કે 'अभिलाषोऽथ चिंता स्मृतिगुणकथनोद्वेगसंप्रलापाश्च' ... 'अंगेष्वसौष्ठवं चैव पाण्डुता कृशतारुचि:॥ अधृति:स्यादनालंबस्तन्मयोन्मादमूर्छना। मृतिश्चेति क्रमाज्ज्ञेया दशस्मरदशा इह॥

‡ પુષ્પનાં છે બાણ જેને તે—કામદેવ; એ બાણ મુખ્ય પાંચ ગણાયછે; 'अरविंद (कर्णिकार) मशोकंच चूतं च नवमल्लिका। नीलोत्पलं च पंचैते पंचबाणस्य सायका:'॥

પુરુષપર તારી સત્તા કાંઈજ ન ચાલી, ને મને અબલા જાણી વિનાપરાધ શરપ્રહાર કરતાં લજ્જા નથી આવતી રે તને! (સ્વશરીર જોતી પ્રકાશ) હંજે, ઘન પલ્લવનેલીધે સૂર્યનું કિરણ-સરખું પણ આ મંડપમાં પ્રવેશ કરી શકતું નથી, તથાપિ મારો સંતાપ હજી શમતો નથી એ શું હશે વારુ?

**चतु०**— એ સંતાપનું કારણ હું સારીપેઠે જાણુંછું, પણ તે તારાંવિશ્વાસ વિનાનાં હૃદયમાં ઉતરે વા ન ઉતરે ત્યારે શા અર્થનું?

**नायिका**—(સ્વગત) અરે, મારૂં મનોગત એ જાણી ગઈ હોય એમ ભાસેછે, તો પૂછી જોઉં એને. (પ્રકાશ) હંજે, શાનો વિશ્વાસ, શું કારણ, કહે જોઉં વારુ.

**चतु०**— કહું ત્યારે; આ તારો હૃદયસ્થિત વર.

**नायिका**— (સહર્ષ ને સસંભ્રમ ઊઠી બેત્રણ પગલાં ખસી) ક્યાં છે ક્યાં છે તે? *

**चतु०**—(ઊઠી સસ્મિત) રાજદારિકે તે તે કોણ? (નાયિકા સલજ્જ અધોમુખ ઊભી રહેછે). કન્યે, મારૂં કહેવું તો એમ હતું કે દેવીએ સ્વપ્નમાં આપેલો વર તને પીડેછે; વળી કુસુમશર યોજનારા સાક્ષાત્ કામદેવસરખો પુરુષ તારી દૃષ્ટિએ પડયો, તેજ તારા સંતાપનું કારણ, અને માટેજ આ લતાગૃહ સ્વભાવે શીતલ હોવા છતાં નથી નિવારણ કરી શકતો આ તારા સંતાપનું.

**नायिका**— સત્ય છે, સખિ, ખરી ચતુરિકા તું; તારાથી હવે શું ગુપ્ત રાખવું, સઘળુંજ કહી દઉંછું.

**चतु०**— રાજકન્યે, હવે કહેવાથી શું વિશેષ છે, તેથી ફલ શું? ગભરાઈને સંતાપ કરવાનું કાંઈજ પ્રયોજન નથી. હું પણ ખરી ચતુરિકા ક્યારે કે તારાથી વિયુક્ત સ્થિતિમાં તે પુરુષ મુહૂર્તમાત્ર પણ આનંદ નહિ માને એવી યોજના કરૂં ત્યારેજ.

---

* આ પ્રશ્નની પૂર્વે ચતુરિકા કહેછે કે 'આ તારો હૃદયસ્થિત વર,' અર્થાત્ તારાં હૃદયમાં નિવાસ કર્યો છે એવો વર તને આ પાંડેછે, નાયિકા એજ વાક્યનો ભિન્ન અર્થ કરેછે કે 'આ આવ્યો તારો હૃદયસ્થિત વર' અને તેથી આ વિચિત્ર પ્રશ્ન. આ અને આવા બિજા પ્રસંગોપરથી કવિ દર્શાવેછે કે નાયિકા પૂર્ણ કામવશ થઈ ગઈ છે.

**नायिका**— (સાસ્ર) એ સુખ વળી આ દૈવમાં ક્યાંથી ?

**चतु०**— રાજકન્યે, એમ તો કહેવુંજ નહિ; પોતાનાં વક્ષઃસ્થલમાં લક્ષ્મી ન હોય તો મધુસૂદન કદાપિ નિર્વૃત હોય વારુ ?

**नायिका**— હંજે, આપણા સંબંધી જન હોય તે આપણું પ્રિય મુકી અન્ય કાંઇ ધારે વા બોલે ? સખિ, હવે તો આ સંતાપ સવિશેષ પીડેછે; તે મહાનુભાવને મેં વાણીસત્કાર પણ કર્યો નથી, તો તેણે કેવલ અવિવેકી નહિ ગણી હશે મુને ? (રુદન કરેછે).

**चतु०**— (સાસ્ર) ભર્તૃદારિકે, મા રડ, શાંત થા. (સ્વગત) બળ્યું રડવું આવે એમાં નવાઇ પણ શી ? એનાં હૃદયનો સંતાપ જેમ જેમ અધિક થતો જાયછે તેમ તેમ એનું દુઃખ પણ વિશેષ થતું જાયછે, તો હવે શો ઉપાય યોજવો. અસ્તુ, આ ચંદનલતાપલ્લવનો રસ ચોપડું એનાં હૃદયપર ( તેમ કરતાં પ્રકાશ ) રાજકન્યે, સત્યજ કહુંછું કે મા રડ; આ તારાં નેત્રમાંથી વારંવાર પડતાં અશ્રુબિંદુથી હૃદયપરનો આ શીતલ ચંદનરસ સઘળો ઉષ્ણ થઇ જઇને નથી કરી શકતો તારૂં સંતાપનિવારણ.* (કદલીપત્ર લઇ તેને વીંજેછે).

**नायिका**— (સ્વહસ્તે તેને નિવારતી) સખિ, મા વીંજ મુને, આ કદલીપત્રનો પવન મુને બહુજ ઉષ્ણ લાગેછે.

**चतु०**— રાજપુત્રિ, એમાં એ પવનનો શો દોષ વારુ ?

**गीति.**

કોમલચંદનપલ્લવરસસંસર્ગે સુશીત થયલો આ—
કદલીદલવાયુ, તુજ નિઃશ્વાસે થઈ જતો હશે ઉષ્ણ. ૨૧

**नायिका**—(નેત્રમાં અશ્રુ ભરી) સખિ, હશે કાંઇ આ સંતાપની શાંતિનો ઉપાય આ વિશ્વમાં ?

**चतु०**— ભર્તૃદારિકે, છેજ તો ઉપાય, તે અહિં આવે તો.

(એટલે કામાર્ત નાયક ને વિદૂષક પ્રવેશ કરેછે.)

---

* આ વાક્ય તથા એના પછીની ગીતિથી સ્પષ્ટ સમજાશે કે ચતુરિકા એ નામને યોગ્યજ છે.

**नायक:—** **शार्दूलविक्रीडित.**

*વૃક્ષો આ વનનાં બધાં, નયનની વ્યાવૃત્તિથી જેતણાં,
કૃષ્ણશ્વેત થતાં દિસે ; લટકતાં હોએ શું કૃષ્ણાજિનો !
તેની દૃષ્ટિથકી મુઆસમ બન્યો તેને બહુ લક્ષથી—
પુષ્પેષો ભગવન્, વૃથા સુમનનાં બાણોવડે કાં દમે? ૨૨

**विदूषक:—** વયસ્ય, ક્યાં ગયું તારૂં ધૈર્ય સઘળું ?

**नायक:—** સખે, નથી હું સુધીર ?

**शार्दूलविक्रीडित.** †

શું ગાળી ન નિશા શશાંકધવલા ? કે ના સુંઘ્યાં પદ્મ મેં ?
કે ઉન્મીલિતમાલતીકણભર્યો સંધ્યામરુત્ ના સહ્યો ?
ભુંકાર ભ્રમરોતણો નહિ શુણ્યો શું મેં મહાધૈર્યથી ?
કે હે મિત્ર, અધીર તું ઝટ લઈ માને મને આગ્રહે. ૨૩

(વિચાર કરી) અથવા નથી અયુક્ત તારૂં કહેવું સખે આત્રેય, ખરે હું અધીરજ છું.

**गीति.**

અનંગનાં કુસુમશરો સ્ત્રીહૃદયે મેં અસહ્ય માન્યાં જો,
તો હું સુધીર છું એવું રાખી મિથ્યાભિમાન કેમ શકું ? ૨૪

**विदू०**—(સ્વગત) પોતાનું અધીરપણું આમ માની દઈને એણે સંપૂર્ણ પ્રકટ કર્યો એનો હૃદયોદ્વેગ; માટે હવે એનું ચિત્ત કોઈ ઇતર વિષયભણી આકર્ષું. (પ્રકાશ) વારુ વયસ્ય, આજ વૃક્ષસેવા સહુ આટોપી અહિં શામાટે આવ્યો વારૂ?

**नायक:—** મિત્ર, સર્વથા વાસ્તવિક છે તારો પ્રશ્ન. અથવા મારૂં મનોગત તારા વિના બિજા કોને કહીશ? આજે સ્વપ્નમાં તેજ પ્રિયા (આંગળીવડે દેખાડતો) પેલા ચંદનલતામંડપમાં ચંદ્રમણિશિલાપર બેસી પ્રેમ-

---

* જેનાં નયનના કૃષ્ણ તથા શ્વેત ભાગનાં તેજ ને ચલનથી આસપાસનાં વૃક્ષોપર જાણે કાળાં હરિણનાં ચર્મ લટકાવ્યાં હોયની તેવો આભાસ થતો.

† આમાં જે જે પ્રસંગોસંબંધી નાયક પ્રશ્ન કરેછે તે સઘળા કામોદ્દીપક છે. એ બધા શાંત મનથી સહન કર્યા એ મારૂં ધૈર્ય છે એવું એ ભાષણનું તાત્પર્ય છે.

કોપે મને મ્હેણાં મારતી ને રુદન કરતી મેં દિઠી ; માટે મારી ઇચ્છા એવી થઈ છે કે સ્વપ્નમાં થયલા પ્રિયાસમાગમનેલીધે અતીવ રમ્ય લાગતા તે લતામંડપમા દિવસનો શેષ ભાગ ગાળવો, તો ચાલ ત્યાંજ જઈએ. (બંને જાયછે.)

**चतु०**—(કાન દઈને સસંભ્રમ) ભર્તૃપુત્રિ, કાંઈક પદશબ્દ જેવું સંભળાયછે.

**नायिका**—(પોતાને નિહાળી સસંભ્રમ) હંજે, આવી મારી સ્થિતિ જોઈને કોઈ હૃદયની સ્થિતિ સમજી જશે, માટે ઊઠ, આ રક્તાશોકને ઓથે ઊભાં રહી જોઈએ આપણે એ કોણ છે તે. (તેમ કરેછે.)

**विदू०**— વયસ્ય, આ રહ્યો તે લતામંડપ, કરિએ પ્રવેશ. (પ્રવેશ કરેછે.)

**नायकः**—(મંડપમા દ્દષ્ટિ કરી)

**गीति** *

ચંદ્રાનનાવિનાનું ચંદ્રમણિશિલાસહિત લતાગૃહ આ,
ચંદ્રપ્રભાવિનાનાં નિશામુખપઠે અરમ્ય ભાસેછે. ૨૫

**चतु०**— (જોઈને સહર્ષ) રાજકન્યે, ધન્ય તારૂં દૈવ ; જે તારો ચિંતિત પ્રિયતમ તેજ આ આવ્યો.

**नायिका**—(સહર્ષ ને સભય) હંજે, એને જોઈને આટલે પાસે મારાથી ઊભાં રહી શકાતું નથી. કદાચિત્ એની દ્દષ્ટિ પડશે મારાપર, માટે આવ, કોઈ અન્ય દિશાએ વળીએ. (સકંપ પગલું ભરી) સખિ ચતુરિકે, મારી ડાબી જાંઘ ફરકેછે.

**चतु०**—અરે ભીરૂ, અહિં ઊભી રહેશે તો તને કોણ જોશે. આ રક્તાશોકની ઓથે આપણે ઊભાં છિયે તેનું વિસ્મરણ થયું કે શું તને? અહિંજ ઊભાં રહેવું આપણે.

**विदू०**— ચંદ્રકાંતશિલા તે આજ હશે ?

(નાયક નેત્રમા અશ્રુ ભરી નિઃશ્વાસ નાખેછે.)

**चतु०**— રાજપુત્રિ, સાંભળ, કાંઈક સ્વપ્નકથા જેવું જણાયછે. ચિત્ત સ્વસ્થ રાખજે. (બંને જણી કાન દઈને સાંભળેછે.)

---

* આ ગીતિમાં 'ચંદ્ર' શબ્દ વારંવાર આવ્યાથી યમક નામનો શબ્દાલંકાર ઉત્પન્ન થાયછે. કાવ્યાદર્શ એની વ્યાખ્યા આમ આપેછે. 'आवृत्तिं वर्णसंघातगोचरां यमकं विदुः'॥

**विदू०**—(હસ્તવડે નાયકને આગળ ખેંચી જઈ) મિત્ર, નિ:શંક આજ તે ચંદ્રમણિશિલા.

**नायक:**—(સાસ્ર નિ:શ્વાસ નાખતો) યુક્ત અનુમાન કર્યું સખે, (સ્વહસ્તે દેખાડતો).

**हरिणी.**

શશિમણિશિલા ભાસે આ, તેજ જેપર બેસિને,
મુખ ધવલ નિ:શ્વાસોથી, વામ હસ્તવિષે મુકી,
કુપિત થઈને રીસાવી, મેં વિલંબ કર્યાથકી,
રડતીરીસ છાંડિને, મેં જોઈ સ્વપ્નવિષે પ્રિયા! ૨૬

માટે એજ ચંદ્રકાંતશિલાતલઉપર બેસીશ. (બંને બેસેછે.)

**नायिका**—(ચિંતન કરતી) સખિ, વળી એ સ્ત્રી કોણ હશે? *

**चतु०**—રાજકન્યે, તુંજ હશે એ. જેમ અમણા આપણે આમ ગુપ્ત રહિને એને જોઈએછિયે તેમજ કોઈ પ્રસંગે એણે તને પણ એ સ્થિતિમા જોઈ હશે.

**नायिका**—વારુ તેમ સંભવે; પણ પ્રેમકુપિત થયલી કઈ પ્રિયાને મનમાં ધારી ભાષણ કરચું એણે આ પ્રમાણે?

**चतु०**—ભર્તૃદારિકે, આવી મિથ્યા શંકા શામાટે ધરવી જોઈએ; આગળ સાંભળ તો ખરી.

**विदू०**—(સ્વગત) તે સ્ત્રીસંબંધી કથાથી આનું ચિત્ત પ્રસન્ન રહેતું હોય એમ ભાસેછે, માટે તેજ વિષય લંબાવું. (પ્રકાશ) વારુ વયસ્ય, તેને રડતી જોઈ તેં શું કહ્યું?

**नायक:**—મેં તેને કહ્યું કે,

**गीति.**

તવ મુખરૂપી શશિના ઉદયથકો ચંદ્રકાંતશિલા આ—
દ્રવતી હોએ જાણે, ભાસે તુજ અશ્રુને લીધે તેમ. ૨૭†

* ઉપલા પ્રસંગથી નાયિકાને શંકા ઉત્પન્ન થાયછે કે નાયકનું ચિત્ત કોઈ બિજી સ્ત્રીમાં રમમાણ થયું છે. કવિ સ્વચાતુર્યબળે ઉત્તરોત્તર પ્રસંગ પણ એવા આણેછે કે એની આ શંકા તેથી વિશેષ દૃઢ થતી જાયછે.

† આ ગીતિમાં બહુ ઉત્તમપ્રતિની ઉત્પ્રેક્ષા છે. આ કવિના બુદ્ધિપ્રભાવનાં ઉદાહરણ આપતી વેળાએ કાવ્યેંદુમાં આ તથા બિજા શ્લોકો આપેલા છે.

**नायिका**—(સરોષ) ચતુરિકે, બાકી છે હજી કાંઇ સાંભળવાનું? ચાલ, ચાલ હવે અન્ય દિશાએ અહિંથી. (એમ કહેતાં કહેતાં નેત્રમાં અશ્રુ ભરાઇ આવેછે.)

**चतु०**—(તેનો હાથ પકડી) રાજદારિકે, મા કર આમ. સ્વપ્નમાં એણે તુનેજ દિઠી સંભવેછે. બિજી કોઇ પણ સ્ત્રીમાં એનું ચિત્ત પ્રોવાયલું ભાસતું નથી.

**नायिका**—એ વાત મારૂં હૃદય માનતું નથી; તો પણ તારી ઇચ્છા છે તો કથાન્તસુધી મૌન ધરી સાંભળું બાઇ.

**नायकः**—વયસ્ય, જાણે એમ ઇચ્છા થાયછે કે તેજ હૃદયસ્થ પ્રિયાને આ શિલાતલપર ચિતરી* તેને જોઇ જોઇને સંતોષ પમાડું મારાં ચિત્તને; માટે આ ગિરિતટપરથી મનઃશિલાના† થોડા કકડા શોધી લાવ.

**विदू०**—જેવી આજ્ઞા. (જઇ આવી) વયસ્ય તેંતો એકજ રંગના કકડા માંગ્યા, પણ મુને તો પાંચ રંગના કકડા સહજ જડયા તે લાવ્યો, લે આ ને કાડ ચિત્ર. (રંગના સઘળા કકડા તેની પાસે મુકેછે.)

**नायकः**—બહુ રૂડું થયું મિત્ર (શિલાપર કકડાવતી ચિતરતાં સરોમાંચ) સખે, જો, જો.

**गीति.**

સંપૂર્ણબિંબશોભાધર નયનોત્સવ શશાંકની પેઠે,
પ્રિયામુખતણી રેખા જોતાંવારજ પમાડતી હર્ષ. ૨૮‡

(ચિતર્યો જાય છે.)

**विदू०**—વયસ્ય, આશ્ચર્ય; તે પ્રત્યક્ષ ન હોવા છતાં આવું યથાવત્ ચિત્ર કાડયું!

**नायकः**—(સસ્મિત) વયસ્ય,

---

*આ ચિત્રની આવશ્યકતા કેટલી છે અને તેને માટે કેવાં સબલ કારણોસહિત કવિએ પ્રસંગ આણ્યો છે એ આગળ સમજાશે.

† ગેરૂ અને બિજા રંગના એવા પથરા.

‡ સંપૂર્ણબિંબ૦ ઇત્યાદિ ગીતિમાં જરા ચમત્કાર છે. બિંબ (ચંદ્રપક્ષે) ચંદ્રનું સંપૂર્ણ બિંબ ધારણ કરનારી, (સ્ત્રીપક્ષે) બિંબફલની આકૃતિ, તેજ ઇત્યાદિ ધારણ કરનાર છે અધરોષ્ઠ જેનો; રેખા (ચંદ્રપક્ષે) કલા, (સ્ત્રીપક્ષે) ચિત્રની બાહ્યરેખા.

### गीति.

સંકલ્પચિત્રિતા આ પ્રિયા ઊભી છે સમીપમાં મારી,
નિરખી નિરખી તેને ચિતરૂં હું યથાર્થ તે શું આશ્ચર્ય? ૨૯

**नायिका**—(સજલનેત્ર) ચતુરિકે, થયું, હવે તો કથાવસાન આવ્યું; ચાલ હવે મિત્રાવસુને મળીએ.

**चतु०**—(સખેદ સ્વગત) આ શું? હવે તો આ જીવપર આવી હોય એમ એનાં બોલવાંપરથી સમજાયછે! (પ્રકાશ) રાજકન્યે, ગઈજ છે તો ત્યાં મનોહરિકા. કદાપિ મિત્રાવસુજ સ્વત: અહિં આવતા હશે. (મિત્રાવસુ એટલામાં પ્રવેશ કરે છે.)

**मित्रावसु**—(સ્વગત) પિતાએ મને આજ્ઞા કરી છે, કે "વત્સ મિત્રાવસો, કુમાર જીમૂતવાહન અહિં નિકટ હોવાથી અમે તેની પરીક્ષા કીધી છે: વત્સા મલયવતીને વરવા યોગ્ય લાગ્યો છે, માટે એ કન્યા એનેજ અર્પણ કરવી." પરંતુ ભગિનીસ્નેહનેલીધે મારાં મનની સ્થિતિ કાંઈક ભિન્નજ પ્રકારની રહેછે.

### शार्दूलविक्रीडित.

જે વિદ્યાધરવંશભૂષણ, સુધી* સંતોતણો માનિતો,
રૂપે જે વર્ણ્યા અદ્વિતીય,† વિનયી, વિદ્વાન્, યુવા, વીર્યવાન્;
પ્રાણીનાં હિતકાજ જે સદયતાથી પ્રાણ પોતે તજે,
તેને રે ભગિની દિધાથી અતિશે સંતોષ, ને ખેદ છે!‡ ૩૦

અસ્તુ; વળી એમ પણ સાંભળ્યું છે કે જીમૂતવાહન અહિંજ આ ગૌરીમંદિરની પાસેના લતામંડપમાં છે, માટે ત્યાંજ જાઉં.

**विदू०**—(જોઈને સસંભ્રમ) વયસ્ય, વયસ્ય, એ ચિતરેલી કન્યાને આ કદલીપત્રવડે ઢાંકી દે સત્વર, સિદ્ધયુવરાજ મિત્રાવસુ આવેછે આમ, તે કદાપિ જોશે એને.

(નાયક કદલીદલથી તે ચિત્ર ઢાંકી દેછે)

---

* બુદ્ધિમાન્.

† જેના જેવો બિજો કોઈજ નહિ એવો.

‡ આવા સ્તુત્ય ગુણોવાળા પુરુષને આપ્યાથી સંતોષ તો છેજ, પણ ભગિનીવિયોગનેલીધે અસહ્ય ખેદ પણ થાયછે.

**मित्रा०**—(પ્રવેશ કરી) કુમાર, હું મિત્રાવસુ પ્રણામ કરૂંછું.

**नायकः**—મિત્રાવસો, સ્વાગત છે તુને, બેસવું આમ.

**चतु०**—ભર્તૃદારિકે, કુમાર મિત્રાવસુ આવ્યા.

**नायिका**—બહુ રૂડું થયું.

**नायकः**—મિત્રાવસો, સિદ્ધરાજ વિશ્વાવસુ તો * કુશલ છેની?

**मित्रा०**—કુશલ છે તાત, ને તેના આદેશથીજ હું આપની પાસે આવ્યો છું.

**नायकः**—શી આજ્ઞા છે તેમની?

**नायिका**—(સ્વગત) જોઈએ વારૂ, તાતે વળી શું કહાવ્યું છે?

**मित्रा०**—તેઓએ એમ કહાવ્યું કે અમારાં સિદ્ધરાજકુલને જીવસમાન પ્રિય કુમારી મલયવતી મેં આપને અર્પણ કરી છે તે સ્વીકારવી.

**चतु०**—(સહર્ષ હસતી) રાજકન્યે, હવે રીસ † કરની.

**नायिका**—(સસ્મિત ને સલજ્જ અધોમુખી થઈને) હંજે, મા હર્ષ પામ આમ. એનું મન કોઈ બિજીજ સ્ત્રીમાં ગુથાયલું અમણા જોયું તે કેમ તું ભૂલી જાય છે?

**नायकः**—(‡ અપવારી) વયસ્ય, ગુંચવણમાં પડયા આપણે.

**विदू०**—હાં સમજ્યો, તે સ્ત્રીને છોડી હવે અન્યમાં તારૂં ચિત્ત લુબ્ધ થવું અશક્ય છે તે; તો હવે એને ગમે તેમ કહી પાછો વાળ.

**नायिका**—(સ્વગત) મુઆ, એમાં તેં શું કહ્યું? કોણ નથી જાણતું એ?

---

* વિદ્યાધરાદિ દેવયોનિમાં 'કુશલ' એ પ્રશ્ન થાય કે નહિ તે તો કોણ જાણે, પરંતુ બ્રાહ્મણ વિના ઈતર વર્ણને એ ન થાય. ભૃગુસંહિતામાં કહ્યું છે કે 'ब्राह्मणं कुशलं पृच्छेत्क्षत्रबंधुमनामयम्। वैश्यं क्षेमं समागम्य शूद्रमारोग्यमेव च' ॥ કુશલ શબ્દનો મૂલ અર્થ જોતાં તો અહિં એ પ્રશ્ન વાસ્તવિક છે.

† ચતુરિકાની આ ઉક્તિ વ્યંગ્યાર્થમાં છે. એને માટે કાવ્યપ્રકાશ કહેછે કે 'व्यंग्येनरहिताऽरूढौ सहिता तु प्रयोजने'।

‡ '......तद्भवेदपवारितम्। रहस्यं तु यदन्यस्य परावृत्य प्रकाश्यते ॥ त्रिपताककरेणान्यानपवार्यांतरा कथाम्' ॥ અપવારીને કહેવું ને જનાંતિક કહેવું એ એકજ છે. દશરૂપકમાં લખેછે કે 'त्रिपताककरेणान्यानपवार्यांतरा कथां। अन्योन्यामंत्रणं यत्स्याज्जनांते तज्जनांतिकम्' ॥

**नायक:**— તમારીસાથે આવો પ્રશસ્ય સંબંધ માન્ય ન રાખે એવો આ લોકમા કોણ હોય વારૂ? પરંતુ એક સ્થાનપર ગયલું ચિત્ત ત્યાંથી ખસેડી ઈતર વસ્તુમાં પ્રેરવું અશક્ય જાણી એ વાત નથી માન્ય થતી મારાથી કુમાર મિત્રાવસો!

(નાયિકા આ સાંભળી મૂર્છા પામે છે.)

**चतु०**— રાજકન્યે, સાવધ થા, સાવધ થા, ધૈર્ય ધર.

**विदू०**— મિત્રાવસો, એ પરાધીન છે; એની પ્રાર્થનાથી શું ફલ? એનાં વૃદ્ધપાસે જઈને તેમની પ્રાર્થના કરવી ઉચિત છે.

( નાયિકા સાવધ થાયછે. )

**मित्रा०**—(સ્વગત) આ ઠીક કહેછે. એનાથી એના પિતાની ઇચ્છાવિરૂદ્ધ વર્તાવાનું નથી; અને તેઓ રહેછે પણ આ ગૌરીઆશ્રમમાંજ. માટે ત્યાં જઈને મલયવતીને એના પિતાને સ્વાધીન કરૂં. ( પ્રકાશ ) અમે અમારો મનોરથ તમને નિવેદન કરવા આવ્યા, તો મોપરજ આમ અમારી અવજ્ઞા થઈ, એ ઉપરથી કુમારજ સ્વતઃ સવિશેષ સમજે છે એમ મને લાગે છે.

**नायिका**— ( સરોષ ) પોતાની પ્રત્યક્ષ આમ અવગણના થઈ તથાપિ મિત્રાવસુ શામાટે વળી ભાષણ કરે છે? ( મિત્રાવસું જતો રહે છે એટલે મલયવતી અશ્રુસહિત પોતાને જોતી સ્વગત ) હવે આ અપમાન-કલંકિત ને દુઃખી શરીરથી શું ફલ? માટે અહિંજ આ અશોક-વૃક્ષસાથે લટકતી અતિમુક્તવલ્લીની ફાંસ ગળાંમાં નાખી આત્મઘાત કરૂં; પ્રથમ તો આ યોજના થવી જોઈએ. (કૃત્રિમ સ્મિત કરી પ્રકાશ) ચતુરિકે, જો તો વારુ મિત્રાવસુ ગયો કે; તેમ હોય તો આપણે પણ અહિંથી જતાં રહિયે.

**चतु०**— ( થોડાંક પગલાં ભરી સ્વગત ) એનું ચિત્ત વિકૃત થયલું જણાય છે, માટે આગળ ન જતાં અહિંજ ઓથે ઊભી રહી જોઉં એ શું કરે છે તે ( તેમ કરે છે.)

**नायिका**— ( આમ તેમ જોઈ પાશ હાથમા લઇ તથા નેત્રમાં જલ ભરી ) હે ભગવતિ ગૌરિ, અહિં તો મનોરથસિદ્ધિ ન થઇ પણ આવતા જન્મમાં પણ આવી દુઃખી ન થાઉં એમ યોજજે મારી માતા! ( ગળાંમાં ફાંસ નાખે છે.)

**चतु०**—(જોઇને સસંભ્રમ આગળ દોડી આવી) આર્ય, ત્રાહિ, ત્રાહિ, આ રાજકન્યા કંઠપાશવડે આત્મઘાત કરે છે!

**नायकः**—(ત્વરાથી આગળ ધસી) ક્યાં છે તે ક્યાં છે?

**चतु०**—એ। પેલાં અશોકવૃક્ષસાથે.

**नायकः**—(જોઇને સહર્ષ) અહો, એજ મારૂં મનોરથસ્થાન (નાયિકાનો હાથ પકડી લઇને લતાપાશ છોડતો.)

**(मालिनी.)**

નહિ નહિ કર મુગ્ધે, એ વિચાર્યાવિના તું,
કરકિસલય તારો છોડ તું સદ્ય કાંતે!
સુમન પણ ન તોડી જે શકે એહવો આ—
કર કયમ કરી બાંધો તે શકયો પાશ આવો! ૩૧

**नायिकाः**—(સભય) હંજે, આ કોણ વળી? (નિરખી સરોષ હસ્તમુક્તિને માટે યત્ન કરતી) મુક, મુક મારો હાથ; તું કોણ મોટો નિવારણ કરનાર; અરે, મરણવિષે પણ તારીજ પ્રાર્થના?

**नायकः**— **गीति.**

*જે અપરાધી હસ્તે મુક્તામાલાર્હ આ સુકંઠવિષે—
અર્પ્યો પાશ કઠિન આ, પકડી તેનેજ કેમ છોડીશ! ૩૨

**विदू०**—(ચતુરિકાનીપાસે જઇને) ભવતિ, પણ આ આત્મઘાતના પ્રયાસનું કારણ શું?

**चतु०**—શું તે આ તારો પ્રિય વયસ્ય.

**नायकः**—એના આત્મઘાતનું કારણ હું શી રીતે છું તે મારા લક્ષમાં કાંઇજ આવતું નથી.

**विदू०**—ભવતિ, તે શી રીતે?

---

*જે અપરાધી૰ ઇત્યાદિ ગીતિ કેવળ તર્કશાસ્ત્રાનુરૂપ વાદવાળી છે. નાયક કહેછે કે 'હું રાજા છું; અપરાધીને શાસન કરવું એ રાજાનો— મારો ધર્મ છે. મુક્તામાલાને યોગ્ય એવા આ તારા કોમલ કંઠને આ કઠિન લતાપાશ બાંધી તારા હસ્તે મોટો અપરાધ કર્યો છે; તો તેને હવે હું—રાજા કેમ છોડીશ?'

**चतु०**— આ તારા મિત્રે અમણા જે પોતાની હૃદયવલ્લભા સ્ત્રી આ શિલાતલપર ચિતરી, તથા તેનો પક્ષ કરી એણે, મિત્રાવસુએ અર્પવા માંડેલી આ મારી પ્રિય સખીનો સ્વીકાર કર્યો નહિ; આ અપમાનકલંકથી ક્લેશ પામી એણે આ મરણપ્રયત્ન કર્યો.

**नायकः**—(સહર્ષ સ્વગત) આશ્ચર્ય, સિદ્ધરાજ વિશ્વાવસુની પુત્રી **મલયવતી** તે આજ કે? વાહ યોગ્યજ છે; રત્નાકરવિના ચંદ્રકલાની ઉત્પત્તિ બિજે ક્યાં થવાની હતી? અહાહા, આજ કેવી ઉગ્ર ભૂલ ખાતો હતો હું!

**विदू०**— જો એમજ હોય તો મારો મિત્ર તો કેવલ અપરાધરહિતજ છે. એણે તો આ તારી પ્રિય સખીનેજ ચિતરી છે. સત્ય નહિ ભાસતું હોય તો સ્વત: જઈને જોવું શિલાપર કોનું ચિત્ર છે તે. *

(નાયિકા સહર્ષ ને સલજ્જ નાયકને નિરખતી હાથ ખેંચે છે.)

**नायकः**—(સસ્મિત) જ્યાંસુધી શિલાપર ચિતરેલી મારી હૃદયવલ્લભા તું જઈને જોશ નહિ ત્યાંસુધી એ હાથ છૂટવાની આશા વ્યર્થ જાણજે.

(સર્વે ચંદનલતામંડપમાં પ્રવેશ કરે છે.)

**विदू०**—(ચિત્રપરથી કદલીપત્ર લઈને) ભવતિ, જુઓ, જુઓ આ એની હૃદયપ્રિયા!

**नायिका**—(ચિત્ર નિહાળી ચતુરિકાને સસ્મિત) ચતુરિકે, ખરે મારૂંજ ચિત્ર છે.

**चतु०**—(ચિત્રાકૃતિ સંપૂર્ણ નિરખી) રાજપુત્રિ, નિ:શંક શુદ્ધ તારૂંજ ચિત્ર છે. અહાહા, શું સાદૃશ્ય; નથી સમજાતું મારાથી કે આ શિલાતલ-ઉપર તારૂં પ્રતિબિંબ છે કે તારૂં ચિત્ર છે! †

**नायिका**—(હસિને) સખિ ચતુરિકે, મુનેજ ચિત્રગત દેખાડી એણે આંખી પાડી મુને હો!

**विदू०**—પ્રિય વયસ્ય, થઈ ગયો તારો ગાંધર્વવિવાહ ‡ આજે; તો છોડ હવે એનો હાથ, પેલી કોઈ દાસી બહુ ત્વરાથી ચાલી આવે છે આમ.

---

* શિલાતલપરનાં ચિત્રનું ખરૂં પ્રયોજન આ સ્થલે છે.

† ચતુરિકાનું ચાતુર્ય.

‡ આર્યધર્મશાસ્ત્રકારોએ વિવાહપ્રકાર આઠ કથ્યા છે: 'ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः। गांधर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः॥' તેમાં ગાંધર્વનું લક્ષણ યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં આમ આપે છે 'गांधर्वः समयान्मिथः'

( નાયક કિંચિત્ સ્મિત કરી નાયિકાનો હાથ મુકી દે છે.)

**मनोहारिका**— ( સહર્ષ પ્રવેશ કરી ) ભર્તૃદારિકે, ધન્ય છે તારૂં દૈવ— ભર્તા જીમૂતવાહનના વૃદ્ધોએ તને સ્વીકારી છે.

**विदू०**— ( નાચતો ) હો હો, સંપૂર્ણ થયા સઘળા મનોરથ મારા વયસ્યના; અથવા નહિ નહિ, ભવતી મલયવતીના; અથવા એ બેમાંથી કોઈના નહિ, આ મારા બ્રાહ્મણના એકલાના !

**मनो०**— ( નાયિકાને ) યુવરાજ મિત્રાવસુએ મને આજ્ઞા કરી છે કે મલયવતીના વિવાહનો મંગલ સમારંભ આજજ કરવો છે માટે તેને સત્વર તેડી લાવ અહિં. માટે ચાલ આપણે જઈએ.

**विदू०**— ( દાસીને ) આ દાસીજણી તો લઈ ચાલી આને—ત્યારે મારા વયસ્યે તો અહિંજ બગાસાં ખાયાં કરવાં કે ?

**मनो०**— ( હસતી ) મુઆ, આકળો મા પડ આકળો. તમારે માટે પણ સ્નાનસાહિત્ય એમ જાણ કે આવ્યું.

( નાયિકા સપ્રેમ ને સલજ્જ નાયકને નિરખતી સખીઓસહિત જાયછે.)

( નેપથ્યમાં વૈતાલિકો* ગાય છે.)

**शार्दूलविक्रीडित.**

પીઠીના કણ વાયુમાં પ્રસરવે મેરુદ્યુતિમાપ આ,
છે સિંદૂરતણી રજે દિવસનો આરંભ સંધ્યાસમો;
સ્ત્રીનાં ગીત, સુરાવ નૂપુરતણામાં કાઢી આત્મસ્વર,
લગ્નસ્નાનતણો સુકાલ સૂચવે સિદ્ધો સહુ આપને ! ૩૩

**विदू०**—ધન્ય દૈવ ! વયસ્ય, સ્નાનસાહિત્ય આવ્યું જો !

**नायकः**— ( સહર્ષ ) મિત્ર, ત્યારે હવે અહિં રહી શું પ્રયોજન ? ચાલ પિતાને પ્રણામ કરી સ્નાનભૂમિપર જઈએ.

( **गीति.** )

સમાન કુલ ને વયનો સમાનરૂપાનુરાગ સંબંધ
પરસ્પરપ્રેમથકી, કરનારા પુણ્યવંત જન વિરલા. ૩૪

( સર્વે નિષ્ક્રમણ કરે છે. )

**इति द्वितीयोऽङ्कः**

---

* આ નેપથ્યોક્તિ છે, અને એને પાંચ અંતરસંધિમાંની એક ગણાવી છે.

(હાથમાં ચપક લઈ વિચિત્ર ને અવ્યવસ્થિત વેષે મદોદ્ધત વિટ, ખાંધપર મદિરાપાત્રવાળા ચેટને સાથે લઈને પ્રવેશ કરે છે.)

**વિટ:—** (ગીતિ.)

નિત્ય પિયે જે મદિરા, ને પ્રિયસંગમ કરે સદા જન જે,
તે બંને દેવોપમ; પેલો બલદેવ, કામદેવ બિજો. ૩૫

(ઓકાં ખાતાં ખાતાં પોતાને ઉદ્દેશાતો) સર્વથા સફલ છે આ શેખરકનું જીવ્યું; કેમકે,

(ગીતિ.)

વક્ષઃસ્થલમાં દયિતા, નીલોત્પલવાસિતા સુરા મુખમાં,
શોભે શેખરક શિરે, ને ચેટી છે સદૈવ આધીન. ૩૬

(લથડતો લથડતો) અરે કોણ રે એ હડસેલી આપે છે પાછળથી? હું—એ તો પેલી નવમાલિકા મને બનાવતી હશે જરા.

**ચેટ:—** શેઠ, નવમાલિકા હજી આવીજ નથી તો તે તમને બનાવવા ક્યાં આવી?

**વિટ:—** (સરોષ) મલયવતીનાં શુભલગ્નનો મહોત્સવ તો કાલે સંધ્યાકાલેજ થઈ ગયો તો પણ હજીસુધી કેમ રે નહિ આવી તે? (સહર્ષ) હા, સમજ્યો; એ વિવાહોત્સવમાં સઘળા સિદ્ધ ને વિદ્યાધર પોતપોતાની પ્રિયાને સાથે લઈને કુસુમાકર વાડીમાં પાનસુખનો અનુભવ લેતા હશે ત્યાં એ પણ મારી વાટ જોતી ઊભી હશે, તો ચાલ ત્યાંજ જાઉં. * નવમાલિકાવિના તે આ શેખરક શોભે કેમ બિચારો? (લથડતો લથડતો પરિક્રમણ કરે છે.)

**ચેટ:—** અરે શેઠ, આ રહી કુસુમાકર વાડી, કરવો પ્રવેશ. (બંને જાય છે.)

(એટલામાં ખાંધે એ વસ્ત્ર નાખી વિદૂષક આવે છે.)

**વિદૂ૦—** સંપૂર્ણ થયા મારા પ્રિયવયસ્યના મનોરથ સઘળા. આજ એમ સંભળાય છે કે મિત્રવર્ય કુસુમાકર ઉદ્યાનમાં જશે, માટે હું પણ તેજ દિશાએ વળું (આગળ જઈને જોઈ) આજ કુસુમાકર વાટિકા, કરૂં

---

* શેખરક એટલે પુષ્પગ્રથિત તબક તે પુષ્પમાલાવિના નજ શોભે એ યુક્તજ છે.

પ્રવેશ. (પ્રવેશ કરી, શરીરપર ભ્રમર બેસવાથી કંટાળતો હોય તેમ કરતો) અરે દૂર જા રે દૂર જા. આ દુષ્ટ ભ્રમરોએ તો મારીજ પૂઠ પકડી! (સ્વશરીરનો વાસ લઇને) હાં સમજ્યો કારણ: હું જમાઇરાજનો પરમ મિત્ર છું એમ જાણી દેવી મલયવતીનાં સંબંધીઓએ અતિમાનથી કેશરકસ્તૂરીવિગેરે સુગંધિ વસ્તુનું મારે શરીરે વિલેપન કરચું, ને સુવાસિત પુષ્પોનો આ તબક મારાં શિરપર ઓસ્યો તેથી આ દાસીજણ્યા ભ્રમરો તો મારાજ ઘરાક થઇ બેઠા! ઓ મારા વૃદ્ધપ્રપિતામહ, આ સન્માન તો પાછું આપણનેજ નડયું! પણ હવે કરવું શું? અથવા ઠીક સ્મરણ થયું. મલયવતી-એ આ બે વસ્ત્ર આપ્યાં છે મને; તેવડે સ્ત્રીવેષ ધારણ કરિને ધુમટો તાણિને જાઉં, પછી જોઉં વારૂ એ દાસીજણ્યા કેમ પજવે છે તે (તેમ કરી આગળ જાય છે.)

**विट:**—(વિદૂષકને જોઇને સહર્ષ) અરે અલ્યા, (આંગળીએ દેખડાવતો) જો તો અરો, પેલી નવમાલિકા આવે છે મારી! આ મને ભાઇ જરા વાર લાગી કેની, તેથી રિસાવી ધુમટો તાણિને બિજી વાટે ચાલી, માટે એને તો ભેટિને મનાવવી પડવાની. (એમ કહી એકાએક તેની પાસે ધસી તેને ભેટે છે, ને પોતાનાં મોમાંનું તાંબૂલ તેના મોઆગળ ધરે છે.)

**विदू०**—(મદ્યગંધ સૂચવતો નાસિકા દાબી મો ફેરવી) દૂર જા રે દૂર જા, કોણ છે રે તું? એક મધુપનાં દુઃખમાંથી મુક્ત થઇને વળી આ બિજા મધુપને * હાથ ક્યાં પડયો તું મારા ગરીબડા જીવડા!

**विट:**—લે ચાલ હવે, એમ રીસ કરિને મો તે શું ફેરવતી હઇશ વારુ? મારી ભૂલ થઇ નવમાલિકે ભૂલ થઇ મારી મોટી પાડાનાં માથા જેવડી (વિદૂષકનો ચરણ પોતાને મસ્તકે મુકે છે.) મનાઇ જા, મનાઇ જા વેહેલી; ચાલ વાર લાગે.

(નવમાલિકા પ્રવેશ કરે છે.)

**नवमालिका**—રાજકન્યા મલયવતીનાં માતાજીએ આજ્ઞા કરી છે કે "આપણી કુસુમાકર વાડીની માળણ પલ્લવિકાને જઇને કહેવું કે આજ મલયવતીને લઇને જમાઇરાજ અહિં આવનાર છે, માટે તમાલવૃક્ષવાળું સ્થલ વાળી ઝાડી ઠીક રાખજે." એ

---

* આ શબ્દમાં શ્લેષ છે; મધુ-મધ-પીનાર, ભ્રમર; અને મધુ-મદ્ય-પીનાર

સઘળું પલ્લવિકાને હું કહી આવી છું; તો હવે મારા પ્રિય શેખરકને શોધી કાઢું. ગઈ રાતના વિયોગથી તે અતિશય ઉત્કંઠિત થઈ રહ્યો હશે. (આગળ જઈને જોતાં) અરે! શેખરક તો આ રહ્યો! એ તો કોઈ પારકાને પગે લાગે છે! આ શું!

**विट:**—(હજી વિદૂષકને નવમાલિકાજ જાણી.)

(**गीति.**)

વિધિહરિહરને પણ જે ગર્વનેલીધે નમી ન જાણે તે—
શેખરક આજ તુજને નમું છું નવમાલિકે મના વેહલી. ૩૭

**विदू०**—અરે દાસીજણ્યા મદ્યપિ, ચલ ચલ દૂર જા અહિંથી. અહિં નવમાલિકા કેવી?

**नव०**—(હસિને) અરે આ શેખરક મદિરાના તોરમાં ને તોરમાં આર્ય આત્રેયને હું સમજી તેના કાલાવાલા કરે છે, તો હવે ખોટો ક્રોધ જણાવી ગભરાવિને બનાવું જરા એ બંનેને.

**चेट:**—(નવમાલિકાને જોઈને શેખરકને સ્વહસ્તે હલાવતો) અરે શેઠ, છોડો છોડો એને. એ નવમાલિકા હોય એમ નથી ભાસતું મને. નવમાલિકા તો પેલી ક્રોધથી લાલચોળ આંખે જોતી આવે છે આમ.

**नव०**—(આગળ આવી) શેખરક, એ કોને રે મનાવે છે તું આમ?

**विदू०**—(ધુમટો ઉઘાડી) આ એક દુર્દૈવ બ્રાહ્મણને.

**विट:**—અરે પીળાં માકડાં, તું પણ આ શેખરકને ફસાવવાંમાં કે? (તેનાં મોપર એક તમાચો ખેંચી કાઢી) લેરે ચેટ, નવમાલિકાને મનાવું ત્યાંસુધી પકડી રાખજે રે આને.

**चेट:**—જેવી આજ્ઞા મહારાજ. (તેમ કરે છે.)

**विट:**—(વિદૂષકને છોડી નવમાલિકાને ચરણે મસ્તક મુકિને) નવમાલિકે, કૃપા કર, દયા લાવ.

**विदू०**—(સ્વગત) વટાણા માપવાનો આ સંધિ ઠીક છે (નાસવાને પ્રયાસ કરે છે.)

**चेट:**—(તેનું જનોઈ ખેંચી રાખી તેને નાસી જતો અટકાવતાં જનોઈ તુટે છે.) કેમરે પીળાં માકડાં, ક્યાં નાસે છે? (વસ્ત્ર તેનાં ગળાંની આસપાસ વીંટાળી ખેંચી રાખે છે.)

**विदू०**— બાઈ નવમાલિકે, કર કૃપા ને છોડાવ મને.

**नव०**— (હસતી) ભોંયપર માથું મુકી મને લાંબો થઈને પગે લાગે તોજ તો.

**विदू०**— (સરોષ) તો. હું બ્રાહ્મણ ને વળી રાજમિત્ર તે તને દાસીને પગે લાગીશ કે?

**नव०**— (તર્જની આંગળી વગાડતી હસી) અમણા લાગે છે જો તો ખરો; શેખરક, ઊઠ, ઊઠ હું મનાઈ હવે; (તેને આલિંગન આપે છે.) પણ આ બ્રાહ્મણ આપણા જમાઈરાજનો વહાલો ભાઈબંધ છે તેને તેં બહુ બનાવ્યો એ વાત જો મિત્રાવસુએ જાણી તો તને કાંઈ અધૂરૂં મુકશે નહિ માટે એને મસ આદરમાન આપ વેહેલો.

**विट:**— ઓહો! ઠીકરે ભાઈ ઠીક; જેમ તારી આજ્ઞા મારી ડાઈ વહુ! (વિદૂષકની બાંધે હાથ નાખી) મહારાજ, આજ તું મારો ભાઈબંધ થયો કેની તેથી આ જરા તને બનાવ્યો હોં. (લથડતો) કેમ ખરૂં કે મારા નવા ભાઈબંધ, હા, હા, હા— અરરરર (પોતાને ઉદ્દેશી) આ શેખરકે તને બનાવ્યો એ બહુજ ખોટું થયું. (પોતાનાં વસ્ત્રનું આસન કરી) બેસ, બેસ આપર ભાઈબંધ.

**विदू०**— (સહર્ષ સ્વગત) એનો મદિરામદ ઉતર્યો ખરો, ધન્ય ભાગ્ય. (બેસે છે.)

**विट:**— નવમાલિકે, તું પણ બેસ એની જોડાજોડ. તમને બંનેને આજે સરખુંજ માન આપું. (નવમાલિકા હસતી હસતી બેસે છે.) અરે ચેટ, સરસ મદ્ય લાવતો આટલો ચષક ભરિને. (ચષક લઈને તેમાં પોતાના શેખરકમાંથી પુષ્પ તોડીનાંખે છે, તથા જાનુસ્થિત થઈને નવમાલિકાને આપતો) નવમાલિકે, આ જરા ચાખી બાકીનો આપી દે સઘળો મારા ભાઈબંધને.

**नव०**— (સસ્મિત) જેવી મારા શેખરકની આજ્ઞા. (તેમ કરે છે.)

**विट:**— (તે ચષક હાથમા લઈને) આ સરસ મદ્ય મારી નવમાલિકાનાં મોના સંબંધથી બહુજ સુગંધિવાળો થયો છે. શેખરક વિના બિજો કોઈ એ સ્વાદ આજસુધી પામ્યોજ નથી; માટે લે મારા ભાઈબંધ ને પી જા એ સુખે. આથી સારૂં સન્માન તે બિજું શું કરવું તારૂં.

**विदू०**—અરે શેખરક, હું તો બ્રાહ્મણ છું વારૂ.

**विट:**— ઓ જૂઠા, બ્રાહ્મણ છે તો જનોઈ ક્યાં છે તારૂં?

**विदू०**— (કંઠમાં જનોઈ નહિ હોવાથી) અરે, પેલા ચેટ સાથે ખેંચાખેંચમાં તુટયું ભાસે છે.

**नव०**— (હસતી) વારુ, જનોઈ ઘેર ગયું, પણ બે વેદાક્ષર તો બોલ જોઉં.

**विदू०**— અરે બાઈ, આ મદ્યગંધથી મારા વેદાક્ષર તો દબાઈ ગયા છે બિચારા; પણ હવે આમ તારી સાથે ક્યાંસુધી વાદ કરવો? આ હું બ્રાહ્મણના તને સાષ્ટાંગ* પ્રણામ. (પગે લાગવા જાય છે.)

**नव०**— (હાથથી તેને નિવારતી) નહિ, નહિ, મહારાજ, એમ મા કરશો. (શેખરકને) શેખરક દૂર જા રે. અરે એ બ્રાહ્મણ છે. (વિદૂષકને પ્રણામ કરી) આર્ય, કોપ નહિ કરવો. એ તો તમે અમારા નવા સંબંધી થયા માટે જરા ટોળ કરયું.

**विट:**— ચાલ ભાઈ હું પણ મનાવું એને (તેને ચરણે મસ્તક મુકી) આર્ય, મેં મદ્યવશ થઈ આપનું અસહ્ય અપમાન કરયું હોય તેની ક્ષમા કરવી. હવે તો હું નવમાલિકાને લઈને મદ્યશાળામાં જઈશ.

**विदू०**— અરે ભાઈ મેં તો સઘળું ક્ષમા કરયું. હવે તો તમે ગમે તે પ્રકારે મુક્ત કરો મને કે હું પણ મારા વયસ્યને મળું. (વિટ, નવમાલિકા તથા ચેટ નિષ્ક્રમણ કરેછે.) અરે, મજ બ્રાહ્મણનું તો આજ અકાલ મૃત્યુજ ટળ્યું. અસ્તુ. આ મદ્યપીના સમાગમથી હું અશુદ્ધ છું માટે આ દીર્ઘિકામાં† સ્નાન કરયા પછી જાઉં મિત્રપાસે. (તેમ કરિને નેપથ્યભણી જોઈ) અહો, આ રહ્યો મારો પ્રિય વયસ્ય; સાક્ષાત્ હરિ જાણે રુક્મિણીને લઈને આવતા હોયની તેમ સતી મલયવતીનું કરગ્રહણ કરી આવે છે આ દિશાએ. માટે હું પણ અહિંજ સ્વસ્થ ઊભો રહું.

## इति प्रवेशक:

(વિવાહવેષે નાયક ને નાયિકા દાસીસહિત પ્રવેશ કરે છે.)

**नायक:**— (મલયવતીને જોતો સહર્ષ ને સ્વગત)

---

* 'उरसा शिरसा दृष्ट्या मनसा वचसा तथा। पद्भ्यां कराभ्यां जानुभ्यां प्रणामोऽष्टांग उच्यते'॥

† વાવ.

**शार्दूलविक्रीडित.**

દૃષ્ટા દૃષ્ટિ કરે નીચે, ન વદતી બોલાવું જો પ્રેમથી,
શય્યામાં નિજ પૂઠ ફેરવી સુએ, કંપે મદાલિંગને.
જો દેખે સખીઓ જતી, ઝટકરી ત્યાંથી જવા ઈચ્છતી;
એવી આ પ્રતિકૂલ તો પણ મને વ્હાલી નવોઢા પ્રિયા.* ૩૮

(પ્રકાશ) પ્રિયે મલયવતિ,

**शार्दूलविक्रीडित.**

મેં હુંકારથકીજ ઉત્તર દઈ જે મૌન સેવ્યું બહુ,
ને જે આ તનુને દવાનલસમા ચંદ્રાતપે તાપવી,†
ને નક્તંદિન ‡ ધ્યાન જે દૃઢ ધર્યું એકાગ્ર ચિત્તે પ્રિયે!
આજે તેજ તપોતણું ફલ મળ્યું, કે જોઉં તારૂં મુખ. ૩૯

**नायिका**—(ચતુરિકાને) હુંજે ચતુરિકે, માત્ર રૂપસુંદર છે, એટલુંજ નહિ પરંતુ પ્રિયંવદ પણ છે.

**चतु०**—(હસી) રે અતિપક્ષપાતિનિ, ઠીક છે વારૂ; એમાં મોટું પ્રિયવચન શું હતું?

**नायक:**— ચતુરિકે, કુસુમાકર વાટિકાનો માર્ગ દેખાડ.

**चतु०**— આમ આવવું મહારાજ.

**नायक:**—(આગળ જઈને નાયિકાને) પ્રિયે, ત્વરા ન કરતાં હળવે હળવેજ ચાલવું; કેમકે,

---

*દૃષ્ટા દૃષ્ટિ૦ ઈત્યાદિ શ્લોકમાં મુગ્ધાવર્ણન છે. નાયક કહેછે કે 'આ મારી નવપરિણીત પ્રિયાના સામી હું દૃષ્ટિ કરૂંછું તો તત્કાલ એ અધોદૃષ્ટિ કરેછે, સ્નેહથી બોલાવું છું તો ઉત્તર આપતી નથી, શય્યામાં મારીભણી પૂઠ કરિને સુએ છે, તથા મારાં આલિંગનના ભયથી કંપે છે. એટલામાં જો દ્વારઆગળથી સખીમંડલને જતું જુએ તો ત્યાંથી મિષ કરી ઝટ જતાં રહેવાની ઈચ્છા કરે છે; આવી આવી અનેક પ્રતિકૂલતા (મુગ્ધાત્વ) ને લીધે એ મને સવિશેષ પ્રિય લાગે છે. ઉપર આલિંગન કહ્યું તે બાહ્ય રતિપ્રયોગમાં પ્રધાન છે. એની પૂર્વે ચુંબન હોય. કહ્યું છે કે 'आदौ रतं बाह्यमिहप्रयोज्यं तत्रापि चालिंगनपूर्वमेव'।

†કામિજનને ચંદ્રકિરણ અસહ્ય લાગે છે એ વાર્તા પ્રસિદ્ધ છે.

‡રાત્રદિવસ.

**शार्दूलविक्रीडित.**

લાગે છે કુચનોજ ભાર કટિને, શેં હાર મિથ્યા ધર્યો ?
જાંઘ કલાંત દિસે નિતંબભરથી, આ શી વૃથા મેખલા ?
ભાસે પાગ અશક્ત ઊરુવહને, કાં નૂપુરો આ વૃથા ?
હોઈ સ્વાંગવડેજ ભૂષિત, ધરે ક્લેશાર્થ આભૂષણો. ૪૦

**चतु०**— આ રહ્યું કુસુમાકરોદ્યાન, કરવો પ્રવેશ મહારાજ.

(સર્વ પ્રવેશ કરે છે.)

**नायक:**—(અવલોકન કરતો) અહો, અદ્ભુત છે આ કુસુમાકર ઉપવનની શોભા!

**अंजनीगीत.**

ચંદનરેલા આ ઉતર્યાથી, થઈ શીતલ ભૂમિ મંડપની,
ફુવારાની ધારા ઉડે ને, નાચે આ મોર;
પાણીનો આ પ્રવાહ મોટો, સિંચે જલ તરુના ક્યારામાં,
પુષ્પપરાગે મિશ્રિત થઈને, દિસે શોભિતો. ૪૧

**शिखरिणी.**

વળી ગીતારંભે મુખરિત લતામંડપ કરી
રચી વાસે રંગે કુસુમરજને, દેહ મધુર ;
સ્ત્રિયોની સાથે આ મધુરસ પિતા ભૃંગ સકલ
મને ભાસે આજે મધુપપદને યોગ્યજ થયા.* ૪૨

**विदू०**—(આગળ ધસી) વયસ્ય, વિજય થાઓ તારો. સ્વસ્તિ ભવતે!

**नायक:**—મિત્ર, બહુ કાલ થયો કેમ વારુ દેખાયો નહિ ?

**विदू०**—વયસ્ય, ઘણો કાલ થયો મને અહિં આવવાને, પણ પૂણે સૌ સિદ્ધ-વિદ્યાધરો વિવાહમહોત્સવનિમિત્તે એકત્ર મળી સુરાપાન કરે છે તે જોવાની ઇચ્છાથી આટલી વેળા ભ્રમણ કરી અહિં આવ્યો, માટે ચાલ તું પણ જો તે.

---

* વળી ગીતારંભે૦ ઇત્યાદિનો અર્થઃ—આજસુધી ભ્રમરો માત્ર મધુ-મધ-નાજ અર્થમાં મધુપ કહેવાતા પણ અતઃપર મધુ-મદ્ય-ના અર્થમાં પણ મધુપ કહેવાવાને યોગ્ય થયા; કારણ કે વાડીમાં સ્ત્રીઓ સાથે આવી ગાનતાનનાં સાહિત્યસાથે આજે મધુપાન કરે છે.

**नायक:**— જેવી તારી ઇચ્છા. (આસપાસ જોઇને) વયસ્ય જો, જો,

**ઓવી.**

અંગે હરિચંદન લગાવી, સુરતરુપુષ્પમાલ સુહાવી.
રત્નાભરણદ્યુતિયે શોભાવી વસ્ત્રો આ સ્વચ્છ.
સાથે સિદ્ધજનો રાખિને, ચંદનતરુછાયે બેસિને
પ્રમદોચ્છિષ્ટ મદ્ય લઈને, પિયે વિદ્યાધરો. ૪૩

માટે ચાલ આપણે પણ તમાલમાર્ગે જઇએ.

**વિદૂ૦**— આ આ રહી તમાલવીથિકા; પણ ચાલવાથી દેવી કષ્ટ પામતી હોય એમ ભાસે છે, માટે આ સ્ફટિકમણિશિલાપર બેસી વિશ્રાંતિ લેવી આવશ્યક છે.

**नायक:**— ઠીક લક્ષમાં લીધું વયસ્ય,

**गीति.**

સુંદર મુખ પ્રિયાનું જીતિને ચંદ્રને સ્વકાંતિથી
ગાલ તાપરક્ત થતાં જીતવાને પદ્મને હવે ધારે.* ૪૪

(નાયિકાનો હાથ ઝાલી) પ્રિયે, બેસવું અહિં સ્વલ્પ.

**नायिका**— જેવી આપની આજ્ઞા, આર્યપુત્ર. (સર્વે બેસે છે.)

**नायक:**— (સ્વહસ્તે નાયિકાનું મુખ ઉંચું કરી) કાંતે, અરે કુસુમાકરોદ્યાન જોવાનાં અમારાં કુતૂહલથી વ્યર્થજ ખેદ થયો તને, કેમકે,

**कामदा.**

ભ્રૂલતા દિસે વક્ર શોભિતિ,
અધરપલ્લવે પાટલ દ્યુતિ,
લલિત આ મુખોદ્યાન નંદન,
એ વિના બિજાં સૌ લહું વન. ૪૫

**चतु०**— (વિદૂષકને સસ્મિત) સાંભળ્યું? કેવી વર્ણી એણે ભર્તૃદારિકાને?

---

* સુંદર મુખ૦ ઇત્યાદિ. અમણાસુધી પ્રિયાનાં મુખની શોભા ચંદ્રના જેવી ગૌર હતી, પણ હવે શ્રમ થવાથી મુખ રાતું થઈને જાણે પદ્મની શોભા ધારણ કરવાને ઇચ્છતું હોયની એમ ભાસે છે.

**विदू०**— ચતુરિકે, ગર્વ કરીશ મા. અમારામાં પણ કોઈ દર્શનીય હશે, પણ મત્સરને લીધે કોઈ તેને વર્ણતું નહિ હશે વળી.

**चतु०**— (સસ્મિત) આર્ય, વળી કોઈ શું હશે? તુંજ તો. ચાલ હુંજ વર્ણીશ તને.

**विदू०**— (સહર્ષ) જીવિતદાન કર્યું તેં. કૃપા કરિને મારૂં પૂર્ણ વર્ણન કર કે ફરિને કોઈ મને ન કહે કે તું તો પીળાં માકડાંના વર્ણાકારનો છે.

**चतु०**— આર્ય, વિવાહજાગરણને લીધે વારંવાર મિચાયાં કરતી તારી આંખને લીધે તું અતિસુંદર દિસે છે, તો મુહૂર્તભર તેમજ બેસ કે હું તને યથાયોગ્ય વર્ણું. (વિદૂષક બેસે છે એટલે સ્વગત) એ આંખ મિચી સ્વસ્થ બેઠો છે એટલે હું આ તમાલપત્રનો રસ કાડી તેવડે કાળું કરૂં એનું મો.

(એમ કહી ઊઠિને તમાલપત્ર ચોળી તેનો રસ કાઢિને વિદૂષકને મોએ ચોપડે છે. નાયક ને નાયિકા વિદૂષકભણી જોય છે.)

**नायकः**— સખે, અરે ધન્ય તો તુંજ કે અમે બેઠાં તારૂં વર્ણન થયું;

(વિદૂષકનું મો જોઇને નાયિકા સ્મિત કરે છે તેને)

**गीति.**

તુજ અધરપલ્લવવિષે સ્મિતપુષ્પોદ્‌ગમ દિસે સુશોભિત આ,
મુગ્ધાક્ષિ ચક્ષુ મારાં તુજને જોતાં થયાં સફલ માનું. ૪૬

**विदू०**— એ શું ચોપડચું ચતુરિકે?

**चतु०**— ચોપડચું શું, વળી વર્ણ્યો* તને.

**विदू०**— (હાથે મો લુછી હાથ કાળા જોઈને સક્રોધ દંડ ઊંચકી) ઊભી રહે દાસીજણી, નથી જાણતી કે હું રાજમિત્ર છું? જોઈ લે હવે શી દશા તારી થાય છે તે. (નાયકને) તમે બેઠાં આ દાસીજણીએ આમ મારૂં અપમાન કરચું તો હવે અહિં રહ્યાથી શું પ્રયોજન? કોઈ અન્ય સ્થલે જઈશ.

(એમ કહી નિષ્ક્રમણ કરે છે.)

**चतु०**— અરે આર્ય આત્રેયને મારાથી ક્રોધ ચડયો છે, માટે જઇને એને મનાવું.

(એમ કહિને જવાને ઊઠે છે.)

---

*વર્ણ્ ધાતુ સંસ્કૃતમાં તેમજ ગુજરાતીમાં બે અર્થે પ્રવર્ત્તે છે; ૧. વર્ણન કરવું. ૨. રંગવું.

**नायिका**— સખિ ચતુરિકે, મૂને એકલી મુકિને ક્યાં જાયછે આમ?

**चतु०**— (નાયકને ઉદ્દેશી) ઇશ્વરકૃપાથી સદૈવ રહેજે એવી એકલી.*

(ચતુરિકા નિષ્ક્રમણ કરે છે.)

**नायक:**— પ્રિયે,

**हरिणी.**

દિનકરકરસ્પર્શે જેની દ્યુતિ પરિપાટલા,
દશનકિરણો શોભે જાણે સુવાસિત કેશર,
વદન તવ ભાસે કાંતે, પદ્મજેવું બધી રીતે, ૪૭
પણ, અલિ ન રત દેખું એકે કેમ તદ્રસપાનમાં?

(નાયિકા હસિને મો બિજી દિશાએ ફેરવે છે, ને નાયક પાછું તેજ વૃત્ત બોલેછે, એટલે ચતુરિકા પ્રવેશ કરે છે.)

**चतु०**— કાંઈ કાર્યનિમિત્તે આપને મળવા આવે છે યુવરાજ મિત્રાવસુ.

**नायक:**— પ્રિયે, હવે ઘેર જવું તારે. હું પણ યુવરાજ મિત્રાવસુને મળી આ આવ્યો તારી પાછળ. (નાયિકા દાસીસહિત નિષ્ક્રમણ કરે છે.)

**मित्रा०**— (પ્રવેશ કરિને સ્વગત)

**गीति.**

જીમૂતવાહનતણા રિપુને માર્યાવિના ગમે તેમ,
નિર્લજ્જ કેમ થઈને કહું કે અરિએ સુરાજ્ય તારૂં હર્યું. ૪૮

તો પણ કહ્યાવિના પાછું જવું ઉચિત નથી. (પ્રકાશ) કુમાર, હું મિત્રાવસુ પ્રણામ કરૂં છું આપને.

**नायक:**— (મિત્રાવસુને જોઈને) સખે મિત્રાવસો, બેસવું આમ. (મિત્રાવસુ બેસે છે.) યુવરાજ, કેમ આટલી આકળી દિસે છે તારી મુખ્યમુદ્રા?

**मित्रा०**— વળી ક્ષુલ્લક મતંગથી આકળાં શા માટે પડવું?

**नायक:**— શું કરવું મતંગહતકે?

**मित्रा०**— આપનું રાજ્યહરણ કરી માત્ર આત્મવિનાશ; બિજું શું?

**नायक:**— (સહર્ષ સ્વગત) શું સત્ય હશે આ સમાચાર?

**मित्रा०**— પરાભવ કરવાની આજ્ઞા માત્ર કરવી મહારાજ, વિશેષ શું કહું?

---

* પતિસહિત એકલી.

**मंदाक्रांता.**

ઘેર્યું આકાશ સકલ વિમાનોતણાં વૃંદથી આ,
વર્ષાકાલે જ્યમ દિન દિસે, શ્યામ છે સૂર્ય તેમ.
યુદ્ધાર્થે સિદ્ધ સકલ જુએ વાટ આજ્ઞાતણી આ,
માનો નક્કી ક્ષય રિપુતણો, ક્ષેમતા સ્વીય રાજ્યે. ૪૯

અથવા સૈન્યથી વળી શું પ્રયોજન?

**अहिमाणि.**

હું એકલોજ અતિ સત્વર દોડતો જઈ,
કાડી કૃપાણ અરિમસ્તકઘાતકી થઈ,
અગ્રે પડી દ્વિરદને જ્યમ કેશરી હણે,
યુદ્ધે મતંગ—રિપુને ક્ષણમાં હણું ત્યમ. ૫૦

**नायक:**—(કાને હાથ દઇને સ્વગત) શિવ, શિવ, શિવ, આ અતિ કઠોર શબ્દ નિકળ્યા. (પ્રકાશ) મિત્રાવસો, એની તે શી ગણના? તારા સરખા બલવાન્ વીરનું તો એથી પણ પ્રશસ્ય પરાક્રમ હોવાનો સંભવ. પરંતુ,

**गीति.**

સ્વશરીર પણ પરાર્થે અર્પું અયાચિત દયાથકી જે હું—
તે, રાજ્યાર્થ મહા આ હિંસાનું કર્મ કેમ માન્ય કરૂં? ૫૧

વળી ક્લેશવિના* બિજા કોઈ પણ સાથે મારે શત્રુતા નથી. માટે જો મારૂં પ્રિય કરવાનીજ તારી ઇચ્છા હોય તો એ ક્લેશાધીન રાજ્યતપસ્વી-ઉપર દયા લાવ.

**मित्रा०**—(સકોપ) વાહ, બહુ યોગ્ય કર્યું. આપણાપર ઉપકાર કરનાર ને દયાપાત્ર શત્રુપર દયા કેમ નહિ આવે?

**नायक:**—(સ્વગત) એનો કોપ અનિવાર્ય દિસે છે. (પ્રકાશ) મિત્રાવસો, ઊઠ એકાંત કરિયે આપણે; ત્યાં તને સઘળી વાત સમજાવી કહું. આ સૂર્યાસ્તસમય થવા આવ્યો, જો,

---

* ક્લેશ એટલે દુઃખ. બૌદ્ધ મતમાં આ શબ્દને દુઃખોત્પાદક જે અનેક પ્રકારની વિષયવાસના તેને માટે યોજે છે. અહિં એજ અર્થ છે.

स्रग्धरा.

નિદ્રામાંથી જગાડી ઝટ મધુકરને છોડવે પદ્મમાંથી,
પોષિને વિશ્વ આખું નિજ કરથી પુરે સર્વ સંપૂર્ણ આશા,*
સિદ્ધોની પ્રાર્થનાના ગુરુરવસહ જે જાય આ અસ્તશૈલ,
તે એક શ્લાઘ્ય ભાસ્વાન,† પરહિત કરવે માત્ર જેનો પ્રયાસ. ૫૨

(સર્વે નિષ્ક્રમણ કરે છે.)

इति तृतीयोऽङ्कः



* આ શબ્દના બે અર્થ છે, ૧. વાંછા, ૨. દિશા.
† સૂર્ય.

(હાથમાં બે રક્ત વસ્ત્ર લઇને કંચુકી* તથા પાછળથી પ્રતીહાર † પ્રવેશ કરે છે.)

**वसुभद्र कंचुकी**— **इंद्रवंशा.**

અંતઃપુરે સર્વ કરૂં વ્યવસ્થિત,
પદે પદે સંસ્ખલિતો વિલક્ષું હું,
દંડગ્રહે સંપ્રતિ છું જરાતુર,
રાજાની વૃત્તિનું કરૂં વિડંબન. ‡ ૫૩

**सुनंद प्रतीहारः**— આર્ય વસુભદ્ર, ક્યાં નિકળ્યા છો આપ?

**वसु०**— કુમાર મિત્રાવસુનાં વૃદ્ધાદેવીએ આજ્ઞા કરી છે કે "વસુભદ્ર, કન્યા મલયવતી સાસરે છે; આજથી દશરાત્ર તારે મલયવતીનાં ને કુમારશ્રીનાં રક્ત વસન નિરંતર લઇ જવાં." હવે જીમૂતવાહન તો યુવરાજસાથે સમુદ્રવેલા જોવાને ગયા સંભળાય છે, ત્યારે મારે તેની પાસે જવું કે રાજપુત્રીપાસે જવું?

**सुनंदः**— આર્ય, મલયવતીનીજપાસે જવું ઠીક પડશે; એટલે આટલી વેળામાં જામાતા પણ કદાપિ ત્યાં આવી પોંચ્યા હોય.

**वसु०**— યોગ્ય છે; કહો, આપ ક્યાં નિકળ્યા છો?

**सुनंदः**— મહારાજ વિશ્રાવસુએ આજ્ઞા કરી કે "સુનંદ, મિત્રાવસુને જઇને કહેવું કે આ દીપોત્સવમાં મલયવતીને અને જામાતૃને કાંઇક દાનવ્યવહાર કરવો છે માટે જરા આવીને જોવું કે સઘળું ઉત્સવાનુરૂપ છે વા નહિ." હવે તમે રાજકન્યાભણી જાઓ ને હું જાઉં મિત્રાવસુને તેડવા.

(બંને જણ નિષ્ક્રમણ કરે છે.)

## इति विष्कंभकः §

---

* 'ये नित्यं सत्यसंपन्नाः कामदोषविवर्जिताः। ज्ञानविज्ञानकुशलाः कंचुकीयास्तु ते स्मृताः'॥

† 'संधिविग्रहसंबद्धं नानाकार्यसमुत्थितम्। निवेदयन्ति ये कार्यं प्रतीहारास्तु ते स्मृताः'॥

‡ અંતઃપુર (નૃપપક્ષે) નગરનો અંતર્ભાગ, (કંચુકિપક્ષે) અવરોધ; રણવાસ. સંસ્ખલિત (નૃપપક્ષે) દોષ, વાંક, (કંચુકિપક્ષે) ઠોકરાવું અથડાવું તે. દંડગ્રહ (નૃપપક્ષે) શાસનકાર્ય લેવું તે; (કંચુકિપક્ષે) કરમાં લાકડી રાખવી તે. જરાતુર (નૃપપક્ષે) જરથી-દ્રવ્યથી કંટાળેલો-સંતુષ્ટ; (કંચુકિપક્ષે) જરા-વૃદ્ધાવસ્થા-થી વ્યાકુલ, દુઃખી. વિડંબન=અનુકરણ.

§ સુધાકરમાં કહ્યું છે કે 'तत्र विष्कंभको भूतभाविवस्त्वंशसूचकः। अमुख्यपात्ररचितः संक्षेपैकप्रयोजनः॥ द्विधा स शुद्धो मिश्रश्च मिश्रः स्यान्नीचमध्यमैः। शुद्धः केवलमध्योऽयमेकानेककृतो द्विधा'॥ વળી સાહિત્યદર્પણમાં કહે છે કે 'वृत्तवर्तिष्यमाणानां कथांशानां निदर्शकः। संक्षिप्तार्थस्तु विष्कंभ आदावंकस्य दर्शितः'॥

(મિત્રાવસુ તથા નાયક પ્રવેશ કરે છે.)

**નાયક**:— પ્રિય મિત્રાવસો,

**શાર્દૂલવિક્રીડિત.**

શય્યા શાદ્વલ, આસનો શુચિ શિલા, સદ્મ દ્રુમોની તળે,
કંદાહાર, સુનિર્ઝરોદક પિવું, સંવાસમાં છે મૃગો.
એ અપ્રાર્થિત સર્વ વૈભવ વને; છે એક એમાં ઉણું—
કે થાએ ન પરોપકાર, અહિં એ માટે રહેવું વૃથા.* ૫૪

**મિત્રા**૦— (ઉંચે જોઈને) કુમાર, ત્વરા કરવી, સમુદ્રવેલાનો † સમય થયો.

**નાયક**:— (સાંભળી) સત્ય લક્ષ છે એ. જો,

**શાર્દૂલવિક્રીડિત.**

પાણીનાં બલથી ઉડી જલકરી પાછા પડે તેવડે,
કીધી પર્વતકંદરો સકલ આ જેણે પ્રતિધ્વાનિતા,
એવો આ અતિ ઘોર ઘોષ જણવે વેલાની વેળા થઈ,
જેમધ્યે ઘસડાઈને ગબડતા સંખો અશંખ્યો દિસે. ૫૫

**મિત્રા**૦— અરે, આવી આ તો, જુઓ,

**ગીતિ.**

ભક્ષી લવંગવલ્લી કરિમકર કરે બહુ મુખોદ્ગાર,
સમુદ્રવેલાજલ છે સુગંધિ ને રત્નરંગમય તેથી. ૫૬

**નાયક**:— મિત્રાવસો, જો, જો આ શરત્સમયથી શ્વેત થયલાં અભ્રના સમૂહવડે આચ્છાદિત થયલા મલયશિખરો જાણે હિમાલયનાજ શિખરો હોયની તેવા જણાય છે.

**મિત્રા**૦— કુમાર, એ મલયગિરિના શિખરો નથી, સર્પોનાં અસ્થિનો સમૂહ છે એ તો.

---

* શય્યા શાદ્વલ૦ ઈત્યાદિમાં નાયક કહેછે કે વનમાં નિવાસ કરવો એ બધી રીતે અનુકૂલ છે પરંતુ અહિં પરોપકાર કરવાનો પ્રસંગ મળતોજ નથી તેથી એ અનુકૂલતા વ્યર્થ છે. નાયકનું આ ભાષણ વાસ્તવિક છે. ચતુરાશ્રમમાં ગૃહસ્થાશ્રમ ઉત્તમ કહેવાવાનું કારણ માત્ર પરોપકારજ છે પદ્મપુરાણમાં લખ્યું છે કે 'यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वजंतवः। तथा गृहस्थमाश्रित्य वर्तन्ते चतुराश्रमाः'॥

† સમુદ્રની ભરતી.

**नायकः**—(સખેદ) અરેરે, મહાકષ્ટ, શાં નિમિત્તે એ સંઘાતમૃત્યુ થયાં?

**मित्रा०**— કુમાર, નથી એ સંઘાતમૃત્યુનો પરિણામ; સાંભળો એનું કારણ: પૂર્વે ગરુડ સ્વપક્ષનાં વાયુબલે સમુદ્રજલ ઉરાડી મુકી રસાતલમાંથી એકેક સર્પ બલાત્કારે ઉંચકી લઈને આહાર કરતો.

**नायकः**—(સોદ્વેગ) હર, હર, હર, મહાકષ્ટ, અતિ દુષ્ટ કર્મ, પછી?

**मित्रा०**— પછી નાગમાત્રના નાશભયથી નાગાધિરાજ વાસુકિયે ગરુડને કહ્યું કે—

**नायकः**— શું? પ્રથમ તો મુનેજ ખા, એમ?

**मित्रा०**— નહિ, નહિ, એમ નહિ.

**नायकः**— ત્યારે શું?

**मित्रा०**— તેણે એમ કહ્યું કે "પક્ષિરાજ ગરુત્મન્ તારાં આવવાના ભયે અનેક નાગસ્ત્રિયોના ગર્ભપાત થાય છે, તથા બહુ નાગબાલકો ગતપ્રાણ થાય છે. આમ થવાથી અમારો થશે કુલચ્છેદ ને તારી થશે સ્વાર્થહાનિ; માટે જે કારણથી તારે પાતાલમાં આવવાનો શ્રમ લેવો પડે છે તેજ વસ્તુ પ્રતિદિન હું તુને એકેક મોકલ્યા કરીશ.

**नायकः**— ધિક્ ધિક્, મહાકષ્ટ, મહાકષ્ટ, નાગરક્ષણ કરવાને નાગરાજને આજ યુક્તિ સુઝી?

**उपजाति.**

જિહ્વાસહસ્રદ્વયમધ્ય એકે<br>
એવી રસજ્ઞા શું હતી નહિં જે,<br>
સર્પારિને મેં અહિરક્ષણાર્થ—<br>
આત્મા દિધો, એમ વદે દયાથી? ૫૭

વારુ, પછી, પછી?

**मित्रा०**— પછી પક્ષિરાજે તે સઘળું માન્ય રાખ્યું;

**वसंततिलका.**

જ્યારે ભુજંગપતિયે કરી આ વ્યવસ્થા,<br>
(ત્યારે) ભક્ષે સદૈવ અહિ એક ખગાધિરાજ;<br>
તેનોજ અસ્થિચય આ હિમપર્વતાભ,<br>
થાએ, થશે, થઈ સદૈવ વિવૃદ્ધિ જેની. ૫૮

**नायकः**— આશ્ચર્ય,

**गीति.**

સકલ અશુચિનું ઘર જે, કૃતઘ્ન ને છે સદાવિનાશી જે,
તે તુચ્છ દેહમાટે, મૂઢ જનો આચરે મહત્પાપ. ૫૯

અરેરે, નાગકુલપર કષ્ટની પરાકાષ્ઠા થઇ! (સ્વગત) અસ્તુ. હું મારાં દેહદાનથી એક પણ સર્પનું રક્ષણ કરી શકું એવો સંભવ હોય તો કેવું રુડું?

(પ્રતીહાર સુનંદ પ્રવેશ કરે છે.)

**सुनंदः**— ગિરિશિખરપર તો આવી પોંચ્યો હું; હવે મિત્રાવસુને શોધી કાડું (પરિક્રમણ કરી) આ પેલો મિત્રાવસુ રાજજામાતાપાસે ઊભો છે. જાઉં ત્યાં. (પાસે જઇને) વિજય થાઓ ઉભય કુમારનો!

**मित्रा०**— સુનંદ, શા માટે અહિં આવવું પડચું? (સુનંદ તેના કાનમાં કાંઇક કહેછે.) કુમાર, પિતા બોલાવે છે મને.

**नायकः**— અવશ્ય જવું.

**मित्रा०**— બહુ વિઘ્નવાળા આ પ્રદેશમાં આપે પણ વિશેષ ન રહેવું. (પ્રતીહાર-સહિત નિષ્ક્રમણ કરે છે.)

**नायकः**— હું પણ હવે આ ગિરિશિખરપરથી ઉતરી સમુદ્રતટનું યથેચ્છ અવલોકન કરૂં.

(પરિક્રમણ કરે છે, એટલે નેપથ્યમાં શબ્દ થાય છે.)

હા પુત્ર શંખચૂડ, અરેરે, મારી આંખ આગળ તારો વધ થતો હું કેમ જોઇ શકીશ?*

**नायकः**—(સાંભળી રહી) નિઃશંક કોઇ પીડિત સ્ત્રીનો આ વિલાપ ભાસે છે; માટે પાસે જઇને એ કોણ છે તથા એનું ભયકારણ શું છે તે અવશ્ય જાણવું જોઇએ. (પરિક્રમણ કરે છે.)

(એટલે આગળ શંખચૂડ નાગ, પાછળ તેની વૃદ્ધા માતા, ને કાખમાં બે વસ્ત્રસહિત કિંકર પ્રવેશ કરે છે.)

**वृद्धा**—(સાસ્ત્ર) હા પુત્ર શંખચૂડ, અરેરે મારી આંખઆગળ તારો વધ થતો હું કેમ રે જોઇ શકીશ!? (તેનું મુખગ્રહણ કરી). હવે આ તારા મુખચંદ્રના વિરહથી પાતાલ સઘળું તમોવ્યાપ્ત થઇ રહેશે રે ભાઇ!

**शंखचूडः**— અંબ, શોકવિલાપથી શી સિદ્ધિ વારુ? એથી તો આપણે સવિશેષ ખિન્ન થઇએ છિયે.

---

* આ નેપથ્યોક્તિ છે.

**वृद्धा**— (પુત્રને નિરખતી તથા તેને સર્વાંગે હાથ ફેરવતી) હા વત્સ, જેણે સૂર્ય કિરણ સરખું પણ દિઠું નથી એવાં આ તારાં સુકુમાર શરીરનો, હાય રે, નિર્દય ગરુડ આહાર કરશે!?

(કંઠગ્રહણ કરી ઉચ્ચ સ્વરે રુદન કરે છે.)

**शंख**૦— અંબ, મા કર વૃથા શોક, સાંભળ.

**गीति.**

જન્મ થતાંની વારજ અનિત્યતા દેહસાથ સંધાય,
જનની ધાત્રીસમ; પછી નિરર્થ શોકે પ્રયોજન શું હોય? ૬૦

(આટલું બોલી જવાનો પ્રયાસ કરે છે.)

**वृद्धा**— બેટા, એક મુહૂર્તભર તો થોભ કે હું ધરાઈને તારૂં મો જોઈ લઉં.

**किंकर**:— (સાક્ષેપ) ચલ, ચલ સત્વર કુમાર શંખચૂડ, પુત્રસ્નેહમાં મોહિત થઈને આ તારી માતા શોકવચન કહે છે તેનો તારે શો ઉપયોગ? રાજકાર્યવિષયે એ અજ્ઞાન છે.

**शंख**૦— ચાલ, આ આવ્યો.

**किंकर**:— ( આગળ અવલોકન કરતો સ્વગત ) વધ્યશિલાપાસે તો લાવ્યો હું એને, તો હવે આ વધ્યચિન્હ આપું.

**नायक**:— આ રહી તે સ્ત્રી. (શંખચૂડને જોઈને) નક્કી આ એનો પુત્ર હોવો જોઈએ. તો એ રડે છે શા માટે? (આસપાસ અવલોકન કરી) અરે, એના ભયનું કારણ મને કાંઈ સમજાતું નથી; શું હશે વારૂ? જાઉં ત્યારે એની પાસે? અથવા એનો વિલાપ હજી ચાલુજ છે તેપરથીજ સમજાશે સ્પષ્ટ કારણ. માટે આ વૃક્ષને ઓથે ઉભો રહિને સાંભળી લઉં બધું.

**किंकर**:— (બદ્ધાંજલિ થઈ સાસ્ત્ર) કુમાર શંખચૂડ, સ્વામીની આજ્ઞા છે માટેજ તને આવું નિષ્ઠુર વચન મારે કહેવું પડે છે.

**शंखं**૦— ભદ્ર, નિઃશંક કહેવું.

**किंकर**:— નાગલોકના સ્વામી વાસુકિની આજ્ઞા છે કે,

**शंख**૦— (શિરપર અંજલિ ધરી સાદર) શી આજ્ઞા છે પ્રભુની?

**किंकर**:— આ બે રક્ત વસ્ત્ર પેરી આ વધ્યશિલાપર ચડિને બેસવું, એટલે તુંજ તેનો નિયમિત ભક્ષ્ય છે એમ જાણી ગરુડ તારો આહાર કરશે.

**नायक:**— (સાંભળીને) હાહા, મહાકષ્ટ, મહાકષ્ટ; ગરુડના આહારાર્થે વાસુકિયે મોકલેલો ભક્ષ્ય આ નાગપુત્ર ભાસે છે.

**किंकर:**— કુમાર, લે આ વસ્ત્રયુગલ.

**शंख०**— (સાદર) લાવ. (લઇને) સ્વામીનો આદેશ શિરપર ચડાવુંછું.

**वृद्धा**— (પુત્રના હાથમાં વસ્ત્ર જોઈ સોરસ્તાડ) હા પુત્ર, હા વત્સ, રેરે આ વસ્ત્ર મને વજ્રપાત જેવાં લાગે છે! (મૂર્છા પામે છે.)

**शंख०**— અંબ, સાવધ થા, સાવધ થા.

**किंकर:**— અહો ગરુડને આવવાનો સમય થયો માટે હું અહિંથી સત્વર જતો રહું!

**वृद्धा**— (સાવધ થઇને ઉંચે સ્વરે રુદન કરતી) હાહારે મમ મનોરથશતલબ્ધ વત્સ, પુનઃ તારૂં મુખ ક્યાં જોઇશ રે હું! (કંઠગ્રહણ કરે છે.)

**नायक:**— અરરરર, કેટલી રે આ નિર્દયતા ગરુડની!

### शार्दूलविक्रीडित.

જે દુઃખે વિકલા વિલાપ કરતી, અશ્રુ બહુ ઢાળતી,
"તારો રક્ષક કોણ, પુત્ર," કહિને જોતી દિશા સર્વમાં;
એવી માતૃતણા શુભાંકથી લઈ ચસ્ત્રપ્રથી પુત્રને—
ખાનારા ખગરાજનું હૃદય રે, વજ્રે ઘડ્યું સંભવે! ૬૧

**शंख०**— (પોતાનાં અશ્રુને નિવારતો) અંબ, અતિશાકથી શું ફલ?

### शार्दूलविक्रीडित.

અર્થીનો કરી યાચના સફલ સૌ જેણે દયાથી સદા,
જેણે સ્વાર્થ પરાર્થઆગળ ગણ્યો મિથ્યા દયાભાવથી,
એવા જે પરદુઃખકષ્ટિત હતા, તે સાધુ અસ્તંગત,
માતઃ સંવર અશ્રુવેગ તું હવે, રે કોણઆગ્રે રડે? ૬૨

માટે સત્વર સાવધ થા માતુઃશ્રિ!

**वृद्धा**— (સાસ્ત્ર) શા પ્રકારે સાવધ થાઉં બેટા રે, તું એકનો એક છે એમ જાણિને પણ સદય થઇને નાગરાજે તારૂં રક્ષણ ન કર્યું! હાયરે, અવચ્છિન્ન જીવલોકમાં મારા પુત્રનુંજ સ્મરણ થયું! સર્વથા હુંજ હતભાગ્ય છું!

(પુનઃ મૂર્છાગત થાય છે.)

**नायक:**— (સકરુણ)

**गीति.**

પીડિત ને કંઠગતમાણ, અને ત્યાગ બંધુએ કોધે,
એવાને નહિ રક્ષું, તો શો ઉપયોગ આ શરીરતણો? ૬૩

માટે હવે તો જાઉં આગળ.

**शंख०**— અંબ, ધૈર્ય ધર, ધૈર્ય ધર.

**वृद्धा**— ( સાવધ થઈને ) જ્યારે સકલ નાગલોકનું રક્ષણ કરનાર વાસુકિયે તારો પરિત્યાગ કર્યો, ત્યારે બિજું કોણ તારૂં રક્ષણ કરવાને શક્તિમાન્ છે?

**नायक:**— (સહસા આગળ જઈને) હું છું, નિ:શંક હું છું.

**वृद्धा**— (નાયકને જોઈને ઉત્તરીયથી પુત્રાચ્છાદન કરતી નાયકપ્રતિ ધસી જાનુસ્થિત થઈને) પક્ષિરાજ વિનતાનંદન, ભક્ષ મને, તારા ભક્ષને માટે નાગરાજે મને યોજી છે.

**नायक:**— (સાસ્ત્ર) અહાહા, શું વિલક્ષણ છે આનું પુત્રવાત્સલ્ય! મને તો ભાસે છે કે,

**गीति.**

પુત્રસ્નેહથી આનો છે જે કલ્પાંતશોક તે જોઈ,
દયાર્દ્ર થાશે અહિરિપુ, યદ્યપિ ભાસે ક્રૂર અતિ તથાપિ. ૬૪

**शंख०**—અંબ, ભય પામવાનું કાંઈજ કારણ નથી. નિ:સંદેહ એ ગરુડ તો નથીજ.

**उपजाति.**

વિચ્છેદી મસ્તિષ્ક મહોરગોનાં,
છે ચંડ ને રક્તજ ચંચુ જેની,
એવો વિહંગાધિપ ઉગ્ર તે ક્યાં?
સ્વભાવરૂપાકૃતિસૌમ્ય, આ ક્યાં?* ૬૫

---

* વિચ્છેદી૦ ઇત્યાદિ શ્લોકમાંથી તાત્પર્ય એવું નિકળે કે જેની આકૃતિ શુદ્ધ સુંદર તેના ગુણ પણ તેજ પ્રમાણે શુદ્ધ પ્રશસ્ય. પણ આ વિચારમાં વસ્તુપક્ષાભાસ Material Fallacy છે. 'यत्राकृतिस्तत्र गुणा वसन्ति' એ સામાનાર્થ વાક્ય છે, પણ એમાંની વસ્તુ કેટલે અંશે સત્ય છે એ સહજ વિચાર કરતાં સ્પષ્ટ જણાશે. સરખાવો 'न तादृशा आकृतिविशेषा० ઇત્યાદિ વાક્ય અભિજ્ઞાનશાકુંતલ. વિષમાલંકાર.

**वृद्धा**— વત્સ, તારાં મરણના ભયથી હું તો સકલ જીવલોકને ગરુડમયજ જોઉં છું.

**नायक:**— અંબ, ભય મા પામ, હું વિદ્યાધર છું, ને માત્ર તારા પુત્રરક્ષણાર્થેજ અહિં આવ્યો છું; શાંત થા.

**वृद्धा**—(સહર્ષ) પુત્ર, ફરીથી બોલ તો એક વાર એ શબ્દો, મને સાંભળવા દે સ્પષ્ટ.

**नायक:**— માતુઃશ્રિ, વારંવાર ભાષણથી શો લાભ? હવે તો કર્મથી સ્પષ્ટ કરીશ.

**वृद्धा**—(તેને મસ્તકે અંજલિ ધરી) પુત્ર, ચિરંજીવ.

**नायक:**— **उपजाति.**

એ દે મને અબ, તું વધ્યવસ્ત્ર
એણે હું ઢાંકી નિજ દેહ અર્પું—
સર્પારિને, ભક્ષણસારુ સદ્ય,
ને રક્ષું આ ત્વત્પ્રિયપુત્રદેહ. ૬૬

**वृद्धा**—(કાને હાથ દઈને) શિવ શિવ વત્સ, આ તું શું બોલ્યો? તું પણ મને શંખચૂડ જેટલોજ પ્રિય છે; અથવા એના કરતાં પણ વિશેષ તું પ્રિય છે, કારણ કે બંધુજને જેનો ત્યાગ કર્યો એવા આ મારા નિરાધાર પુત્રને સ્વદેહદાનથી રક્ષવા ઇચ્છા દર્શાવી!

**शंख०**— અહો, આ મહાપુરુષનું મન કેવલ લોકવિપરીત દિસે છે! કેમકે,

**स्रग्धरा.**

જેમાટે ગાધિજે ભક્ષ્યું શ્વપચનીપઠે ઝાઝું ગંદું શ્વમાંસ,
જે અર્થે ગૌતમે તો કૃતતદુપકૃતિ સંહર્યો નાડીજંઘ,
ને યદ્રક્ષાર્થ મારે ઉરગ નિજ સગા* આ વિહંગાધિરાજ,
અર્પે તે પ્રાણ, અન્યાર્થ તૃણસમગણી, એજ આશ્ચર્ય મોટું! ૬૭

(નાયકને ઉદ્દેશી) હે મહાત્મન્, પ્રાણપ્રદાનવિષે ઉદ્યત થઇને મારાઉપરની તારી શુદ્ધ કૃપા તેં સ્પષ્ટ દર્શાવી છે, તો હવે મિથ્યા આગ્રહ ન કરવો, કારણ,

---

* કશ્યપ ઋષિને વિનતા નામે સ્ત્રીથી ગરુડનો જન્મ, ને કદ્રુ નામની સ્ત્રીથી સર્પોની ઉત્પત્તિ થઈ, આ પૌરાણિક કથા છે; એ પરથી સર્પો ગરુડના સગા થાય.

**अनुष्टुप्.**

પામે જન્મ અને મૃત્યુ માદૃશ ક્ષુદ્ર જંતુઓ,
પરંતુ ત્વદ્વિધ પ્રાણદાતા વિરલ સર્વથા. ૬૮

માટે એમ આચરવે શો લાભ? એ પ્રયાસ તો છોડીજ દેવો.

**नायकः**— શંખચૂડ, પરાર્થસંપાદનસંબંધી મારા મનોરથની સિદ્ધિ થવાનો આ પ્રસંગ બહુ કાલે આવ્યો છે, એમાં તારે આડાં આવવું યોગ્ય નથી, માટે મનમાં કાંઈ પણ વિકલ્પ ન કરતાં એ વધ્યચિન્હ મારે સ્વાધીન કર સત્વર.

**शंख०**— મહાત્મન્, શા માટે કરે છે વૃથા પ્રયાસ? શંખપાલનાં શંખજેવાં શુદ્ધ કુલને આ શંખચૂડ* કદાપિ પણ ડાઘ લાગવા દેનાર નથી. જો તને ખરેજ મારી સ્થિતિપર દયા આવતી હોય તો કોઈ એવો ઉપાય શોધ કે તેથી આ મહુ:ખપરિક્લિષ્ટ માતુ:શ્રી આત્મઘાત ન કરે.

**नायकः**— એમાં વળી બિજો ઉપાય શો શોધવાનો છે?

**गीति.**

તું જીવ્યે જીવે જે, તું મરતાં જે મરેજ નિ:શંક,
તેને જીવતી ઈચ્છે, તો મમ જીવથી તું રક્ષ આત્માને. ૬૯

લે આ ઉપાય. હવે સત્વર એ વધ્યચિન્હ આપ મને કે એવડે હું દેહાચ્છાદન કરિને વધ્યશિલાપર જઇને બેસું. તું પણ માતુ:શ્રીસહિત આ પ્રદેશમાંથી જતો રહે; કદાપિ આ પાસેનું વધ્યસ્થાન જોઇને સ્વાભાવિક ભીતિથીજ એ મૃત્યુ પામશે. મારેલા સર્પોનાં અનેક અસ્થિશૈલથી આ સ્થાન તને મહાશ્મશાનજેવું નથી ભાસતું શું? વળી,

**स्रग्धरा.**

ચુંટી લે ચંચુઅગ્રે પિશિતલવ,[1] અને ગ્રાસના લોભથી આ—
ઊડંતા ગૃધ્રની પક્ષવિતતિથી[2] થયું ઘોર જ્યાં અંધકાર;
સ્રાવે છે જ્યાં વસા[3] ને બહુ રુધિર વહે એહવાં સ્થાનમાં આ—
ભૂંકે ઝાઝાં શિયાળો, પરરુધિરતૃષા, આમતેમ ભ્રમંતાં. ૭૦

**शंख०**— શામાટે નહિ? મને સ્પષ્ટજ જણાય છે કે,

---

*યમક. એની વ્યાખ્યા પૂર્વપ્રસંગપર આપેલ છે જુઓ *પાનું ૨૮ મું.

૧. માંસના કકડા. ૨. પાંખોનું પ્રસારણ. ૩. શરીરમાં ઘીના જેવો પદાર્થ હોય છે તે (fat).

**गीति.**

અશૂન્ય અહિથો હારેથી, સદા વળી વિનાયકાહિત પ્રીતિ,
શશિધવલાસ્થિકપાલા, રૌદ્ર તનુ ધરે શ્મશાન આ ઘોર. ૭૧*

**नायक:**— શંખચૂડ, જા ત્યારે, આમ વાર્તાનુબંધથી શું ?

**शंख०**— અરે, ગરુડને આવવાનો સમય થયો ! (વૃદ્ધાપાસે જઇને ઘુંટણીએ પડી) અંબ, હવે તું પણ જા અહિંથી સત્વર.

**अनुष्टुप्.**

જે જે યોનિવિષે જન્મું પ્રેમિ માત અત:પર,
તે તે યોનિવિષે થાજે જનની મમ સર્વથા. ૭૨

(તેને ચરણે મસ્તક મુકે છે.)

**वृद्धा**— (સાસ્ર) વત્સ, આવું વિપરીત ભાષણ તને ઘટે છે વારુ ? તને છોડી અન્ય દિશાએ મારા પગ ઉપડશેજ નહિ, તો અહિંજ તારીસાથે મરીશ.

**शंख०**— (ઊઠી) અહિં પાસેજ ભગવાન્ દક્ષિણગોકર્ણ† છે; ઝડપથી તેની પ્રદક્ષિણા કરી આવિને હું પણ દેવ વાસુકિની આજ્ઞાનુસાર વર્તું, ચાલ.

(બંને નિષ્ક્રમણ કરે છે.)

**नायक:**— (સહર્ષ) નિકટ છે મારી ઇચ્છા પૂરી પાડવાનો સમય. હવે શો ઉપાય?

(એટલે વસ્ત્રસહિત વસુભદ્ર કંચુકી પ્રવેશ કરે છે.‡)

**वसु०**— કુમાર, મિત્રાવસુનાં માતુ:શ્રીએ આ વસ્ત્રયુગલ મોકલ્યું છે આપને માટે. પેરવું એ. (આપે છે.)

**नायक:**— (સહર્ષ લઇને સ્વગત) મલયવતીનું પાણિગ્રહણ આજજ સફલ

---

*આ ગીતિમાંનાં વિશેષણો રૌદ્રતનુ, તેમજ શ્મશાન એ ઉભયપક્ષે લાગે છે. અહિથી અશૂન્ય—સર્પયુક્ત—રુદ્રતનુ પણ હોય તેમ શ્મશાન પણ હોય, કારણ કે બલિભક્ષણના લોભથી સર્પો ત્યાં રહે છે. વિનાયકાહિતપ્રીતિ, એમાં વિનાયક એટલે ગણપતિ, તેમજ ગરુડ. શિવશરીર ગણપતિને પ્રિય અને શ્મશાન ગરુડને પ્રિય. શશીને અને શ્વેત અસ્થિકપાલને શિવશરીર ધારણ કરે છે; અને શ્મશાનમાં શશીજેવાં ધવલ અસ્થિકપાલ હોવાનો સંભવ છે.

†ગોકર્ણેશ્વર મહાદેવનું દક્ષિણ પ્રદેશમાં એક મોટું તીર્થ—યાત્રાસ્થલ—છે.

‡કવિચાતુર્ય.

થયું! (વસ્ત્રયુગલ પેરી પ્રકાશ) વસુભદ્ર, પધારો, દેવીને મારૂં અભિવાદન આપશો.

**वसु०**— જેવી કુમારશ્રીની આજ્ઞા. (નિષ્ક્રમણ કરે છે.)

**नायकः**— **गीति.**

આ રાતું વસ્ત્રયુગલ ખરા સમયપર ચડેલ મમ હાથે,
પરાર્થે માત્ર મયાસું, એવા મુજને બહુજ સંતોષે. ૭૩

(આસપાસ જોઈને) અહો, મલયાચલના શિલાસમૂહને પ્રચલિત કરનારો આ પ્રચંડ વાયુ નિકળ્યો એપરથી એમ તર્ક થાય છે કે પક્ષિરાજ આવી પોંચ્યો. તેમજ વળી,

**स्त्रग्धरा.**

કલ્પાંતે જેમ મેઘે, ત્યમ ગગન પતત્રોની* પંક્તિથી છાયું,
જાણે ભૂને ડુબાવે ઉદધિજલ ઉડાવી મહાવેગ વાયુ;
દિગ્નાગેંદ્રો જુએ આ સકલ સભય થૈ આણી કલ્પાંતશંકા,
દેહદ્યોતે દશાશા કપિશ કરી દિધી દ્વાદશાર્કાભદેહે!† ૭૪

તો શંખચૂડ આવી પોંચે તે પેલાં સત્વર આ વધ્યશિલાપર ચડી બેસું. (તેમ કરી ઉપર બેસી સ્પર્શ થયો હોય તેમ દેખાડનો) અહાહા, શો મધુર છે આનો સ્પર્શ!

**गीति.**

ઈચ્છિતસિદ્ધ્યર્થે આ વધ્યશિલાશ્લેષથી મળ્યું સુખ જે,
તે સુખ મલયવતી નહિ ચંદનરસદિગ્ધદેહ આપી શકે. ૭૫

અથવા મલયવતી તે શી મોટી વસ્તુ છે!

જે સુખ આજ મળ્યું આ વધ્યશિલોત્સંગમાં મને સત્ય,
તે, બાલ્યાવસ્થામાં ન ભોગવ્યું મેં પ્રસૂતણે અંકે. ૭૬

---

* પાંખ.

† બાર આદિત્યનાં તેજ જેવાં તેજવાળો છે દેહ જેનો તેણે. કૂર્મપુરાણમાં એ બાર આદિત્ય આમ ગણાવ્યા છે 'धाता(૧)र्यमा(૨) च मित्र(૩)श्च वरुण(૪)श्चेंद्र(૫) एवच। विवस्वा(૬)नथ पूषा(૭) च पर्जन्य(૮)श्चांशु(૯)रेवच। भग(૧૦)स्त्वष्टा(૧૧) च विष्णु(૧૨)श्च आदित्या द्वादश स्मृताः'॥

અસ્તુ. આ ગરુડ આવ્યો, માટે દેહાચ્છાદન ઠીક કરૂં.
(એટલે ગરુડ પ્રવેશ કરે છે.)

**ગરુડ:—** **સ્રગ્ધરા.**

ઈંદુનું બિંબથી જોઈ ભયકૃતવલયા શેષમૂર્તિ સ્મરંતો,
ને સૂર્ય સ્યંદનાશ્વત્રસનથકી ચળ્યે, અગ્રજે* હર્ષી દિઠો,
ને જેનાં પક્ષ થાકચાં અવનત ઘનનાં વૃંદ મોટાં ખસેડી,
તે હું, આ આવી પોંચ્યો મલયપર અહિગ્રાસલોભી નિમેષે! ૭૭

**નાયક:—** (સપરિતોષ સ્વગત)

**દિંડી.**

સર્પરક્ષણાર્થ દેહ અર્પી આજ,
કર્યો સંચિત મેં મહા પુણ્યપુંજ;
અતઃપર સદૈવ મળો મને તેજ;
હોય દેહલાભ માત્ર પરાર્થેજ. ૭૮

**ગરુડ:—** (નાયકભણી જોતો)

**શાર્દૂલવિક્રીડિત.**

જે આ વધ્યશિલાવિષે સ્થિત દિસે અન્યાહિરક્ષાર્થ, ને-
જાણે મદ્ભયથી ચિરાઈ રુધિરે આલિપ્ત વક્ષઃસ્થલ-
વીંટ્યું તેમજ રક્તવસ્ત્ર વપુએ, તે સર્પને ઊંચકી,
ભેદું વજ્રવિશેષ ચંડ મુજ આ ચંચુવડે દેહ તે. ૭૯

(એમ કહિને ઝડપ મારી નાયકને લઈ લે છે—ઉપરથી પુષ્પની વૃષ્ટિ થાય છે, ને અંતરીક્ષમાં દુંદુભિનાદ સંભળાય છે.) અહો, (સવિસ્મય ઊંચે જોતો કાન દઈને)

**સ્રગ્ધરા.**

રે, શી આ પુષ્પવૃષ્ટિ ભ્રમર સકલને ગંધથી હર્ષ દેતી?
સ્વર્ગે દિકચક્ર રે આ મુખરિત થયું શું દુંદુભિના પ્રણાદે!
(હસિને) હાં; જાણ્યું મેં હવે એ; મમ જવપવને પારિજાત પ્રકંપ્યું,
શંકા કલ્પાંતની લૈ મલયઘનસમૂહે કરી ગર્જના આ. ૮૦

---

*અગ્રે જાતઃ અગ્રજઃ એટલે મોટો ભાઈ. અરુણ જે સૂર્યનું સારથ્ય કરે છે તે ગરુડનો મોટો ભાઈ છે.

**नायक**:— (સ્વગત) વાહ! કૃતાર્થ થયો.

**गरुड**:— (નાયકને વિષે વિચાર કરતો)

**गीति.**

*સર્પોનો આ રક્ષક લાગે છે ગુરુ ઘણો મને, તેથી—
અહિભક્ષણની આકાંક્ષા મુજ આજે થશેજ દૂર નકી.૮૧

તો હવે એને લઈને મલયગિરિપર બેસી યથેચ્છ આહાર કરૂં એનો.

(નાયકને લઈને નિષ્ક્રમણ કરે છે.)

---

* સર્પોનો૦ ઈત્યાદિ ગીતિ ચમત્કારિક છે. એમાં ગરુડનો અભિપ્રાય એવો છે કે આજનો ભક્ષ બહુ ભારે લાગે છે એપરથી ભાસે છે કે સર્પભક્ષણથી આજે હું અતીવ સંતુષ્ટ થઈશ. કવિનો અભિમત (ગર્ભિત) અર્થ (Implied meaning) એવો છે કે આજનો આ ભક્ષ કોઈ ગુરુ-મહાત્મા-જણાય છે માટે આજથી સર્પભક્ષણસંબંધી મારી લલુતા દૂર થશે.

इति चतुर्थोऽङ्कः



(સુનંદ પ્રતીહાર પ્રવેશ કરે છે.)

सुनंदः— गीति.

સ્વગૃહોદ્યાનવિષે પણ ગત જનનો સ્નેહથી થશે શંકા,
તો સંકટમય દારુણ વનમાં ગયલાવિષે શું આશ્ચર્ય? ૮૨

આજ એમજ બન્યું છે; જીમૂતવાહન સમુદ્રવેલાનાં અવલોકનની ઇચ્છાથી ત્યાં ગયા છે, ને અદ્યાપિ પાછા આવ્યા નથી એઉપરથી મહારાજ શ્રી વિશ્વાવસુ અતિશય ચિંતાનિમગ્ન થયા છે. વળી મને આજ્ઞા પણ કરી છે કે "સુનંદ, સાંભળવામાં આવ્યું છે કે જીમૂતવાહન ગરુડથી ભયભીત પ્રદેશમાં ગયા છે તેથી મને ચિંતા થાય છે માટે સત્વર જાણી આવ કે તેઓ ઘેર આવ્યા કે નહિ." તો હવે ત્યાં જાઉં. (પરિક્રમણ કરી આગળ જોતો) અહો, જીમૂતવાહનના પિતા રાજર્ષિ જીમૂતકેતુ, સહધર્મચારિણી દેવી તથા રાજપુત્રી મલયવતી સહવર્તમાન આશ્રમનાં આંગણાંમાંજ બેઠા છે આ. વાહ,

शार्दूलविक्रीडित.

વસ્ત્રો ભંગતરંગયુક્ત શુચિ બે ફેનાંબુસાં પેરિને,
બેઠી અંતિક જાન્હવીસમ મહાપુણ્યા સતી તેથકી—
શોભા જીમૂતકેતુની જલધિની જેવી દિસે સર્વથા
ને આ સંનિધિમાં સ્નુષા મલયજા શોભે સુવેલાસમી. ૮૩

હવે પાસે જઇને પૂછી જોઉં.

(પત્નીવધૂસહવર્તમાન આસનસ્થ જીમૂતકેતુ દૃષ્ટિયે પડે છે.)

जीमूतकेतुः— ठुमरी.

મૃત્યુ ભલે મુજ આજજ આવે, છું કૃતકૃત્ય હવે હું સર્વથા. મૃત્યુ૦ ટેક. *
યૌવનસુખનો અનુભવ લિધો, દશદિશ યશ મુજ પ્રસારી દિધો. મૃત્યુ૦

---

*મૃત્યુ ભલે૦ ઇત્યાદિમાં વૃદ્ધ વિદ્યાધરરાજ જીમૂતકેતુ (નાયકના પિતા) કહે છે કે પ્રવૃત્તિનિવૃત્તિના સઘળા લ્હાવા મેં લિધા—સંસારસુખથી સંતુષ્ટ છું. હવે મૃત્યુ નિઃશંક ચાલ્યું આવે, સર્વથા હું તેની વાટજ જોઉં છું.

આ પદ્યનાં ધ્રુવપદનો પ્રથમ શબ્દ 'મૃત્યુ' પદ્યાંતે બોલાતાં તેનો, સુનંદનાં વાક્યના પ્રથમ શબ્દ 'જીમૂતવાહનનું' સાથે સંબંધ થઈ જવાથી 'મૃત્યુ જીમૂતવાહનનું' આવું પદ ઉત્પન્ન થયું. આ અશુભસૂચક શબ્દસંબંધથી સર્વેને સભય શંકા ઉત્પન્ન થાય છે. કવિનો અસાધારણ બુદ્ધિચમત્કાર સ્પષ્ટ છે.

ન્યાયબુદ્ધિથી રાજ્ય મેં કર્યું, તપ બહુ દૃઢ મન કરી આચર્યું. મૃત્યુ૦
સ્તુત્ય સુત પ્રાપ્ત થયો મુજને, સમાન કુલની સ્નુષા મળી મને. ૮૪

મૃત્યુ—

**सुनंदः**—(અકસ્માત્ આગળ આવી) જીમૂતવાહનનું—

**जीमूत॰**—(કાને હાથ દઈને) શિવ શિવ, શાંત થાઓ એ પાપવચન !

**वृद्धादेवी**— પ્રતિહત થાઓ એ અમંગલ ભાષણ !

**मलयवती**— આ અપશકુનથી કંપે છે મારૂં હૃદય.

**जीमूत॰**—ભદ્ર, શું શું જીમૂતવાહનનું ?

**सुनंदः**— રાજર્ષિ, જીમૂતવાહનનું વૃત્તાંત જાણી લેવાસારૂ મને અહિં મોકલ્યો છે મહારાજ શ્રી વિશ્વાવસુએ.

**जीमूत॰**— શું ! વત્સ જીમૂત ત્યાં નથી ?

**सुनंदः**— નથી ત્યારે બિજું શું મહારાજ ?

**वृद्धा॰**—(સવિષાદ) મહારાજ, જ્યારે ત્યાં નથી મારો પુત્ર, ત્યારે આ સમયે તે ક્યાં ગયો હશે વારુ ?

**जीमूत॰**— નિ:શંક તે આપણી પ્રાણયાત્રાર્થ કહિં ગયો હશે.

**मलय॰**—(સવિષાદ સ્વગત) આર્યપુત્ર નહિ હોવાથી મને કેવલ બિજાજ પ્રતિની શંકા ઊઠે છે.

**सुनंदः**— આજ્ઞા કરશો મહારાજ, મારે ત્યાં જઈને શું કહેવું સ્વામીને ?

**जीमूत॰**— ( વામાક્ષિસ્પંદન સૂચવતો ) જીમૂતવાહન અદ્યાપિ નહિ આવવાથી ઉદ્વિગ્ન રહે છે મારૂં હૃદય.

**गीति.**

રે વામલોચન ભુંડાં, સ્ફુરી સ્ફુરી સૂચવે શું દુર્દૈવ ?
હતચક્ષુ, સ્ફુરણ તવ વ્યર્થ કરે ભાનુ આ રુડો સદા. ૮૫

(ઊંચે જોઈને) આ ત્રિભુવનૈકચક્ષુ ભગવાન્ સહસ્રરશ્મિ નિ:શંક કરશે કલ્યાણ મારા જીમૂતનું ! (જોઈને સવિસ્મય) રે !

वसंततिलका.

જે ત્રસ્ત લોચન કરે બહુ, દૃષ્ટિપાતે,
રક્તચ્છટા નિજ મરીચિવિષેથી ફેંકે,
ઉત્પાતવાયુયુત તારકજેવું રે આ—
આકાશમાંથી અહિં શું પડતું દિસે છે! ૮૬

શો ચમત્કાર, ચરણમૂલેજ પડ્યું! (સર્વે નિહાળે છે.) અરે, આ તો સરક્તમાંસ ચૂડામણિ છે કોઈનો! કોનો હશે એ વારુ?

**વૃદ્ધા०**—(સવિષાદ) મહારાજ, ગમે તેમ કહો પણ આ ચૂડામણિ છે તો મુરા જીમૂતનો.

**મલય०**—અંબ, મા વદો આમ.

**સુનંદઃ**—મહારાજ, ઠીક ઓળખ્યાવિના આમ વ્યર્થ શોક શામાટે કરવો? આ સ્થલે સદૈવ ગરુડ સર્પભક્ષણ કરે છે તેથી અસંખ્ય નાગશિરોમણિ તેનાં નખચંચુથી ઉખડી આ પ્રદેશમાં આ પ્રમાણે પડે છે.

**જીમૂત०**—દેવિ, યુક્ત કહે છે આ સુનંદ, કદાપિ એમ પણ હોય.

**વૃદ્ધા०**—સુનંદ, હવે તો મારો પુત્ર બહુ કરિને ત્યાં આવી પોંચ્યો હશે. માટે જા, અને જાણી લઈને વર્તમાન કહી જા મને.

**સુનંદઃ**—જેવી દેવીશ્રીની આજ્ઞા. (નિષ્ક્રમણ કરે છે.)

**જીમૂત०**—દેવિ, વારુ આ નાગચૂડામણિ હશે?

(રક્તવસ્ત્ર ધારણ કરી શંખચૂડ પ્રવેશ કરે છે.)

**શંખચૂડઃ**—હા ધિક્ હા ધિક્, કપટ કરયું રે ક્રૂર દૈવે કપટ કરયું!

पद.

સિંધુતટસ્થિતગોકર્ણેશ્વરવંદન ઝટ મેં કરી લિધું,
સર્પવધ્યભૂમિપર પાછાં જઈ જોતાં વિપરીત દિઠું—સિં०—ટેક.
વક્ષઃસ્થલ તે પુણ્યાત્માનું ચિરી બહુ નખચંચુવડે
ઉંચકી ઊડયો ગગનવિષે તે દુષ્ટ તાર્ક્ષ્ય અતિ દેહબલે—સિં०—૮૭

(રડતો) હા મહાસત્વ, હા પરમદયાળો, રે રે નિષ્કારણ બાંધવ, આઃ પરદુઃખદુઃખિત મહત્મનૂ, હા હા રે ક્યાં જતો રહ્યો તું! ભુંડાં રે, ઉત્તર તો આપ. (પોતાને ઉદ્દેશી) અરે ઓ હત્યારા શંખચૂડ, આ શું કર્યું રે તેં!

**પદ.**

દૈવે છલ બહુ કર્યો, ધિક્ ધિક્ દૈવે છલ બહુ કર્યો. ટેક.
સર્પતણાં રક્ષણથી મળતો, ઉજ્વલ યશ મમ હર્યો. ધિક્૦
પ્રભુની આજ્ઞાનુસરણ કરવે, ધિક્ વચ્ચે પગ ધર્યો. ધિક્૦
અન્યાત્માર્પણથી રક્ષક હું તુચ્છ દેહનો ઠર્યો. ધિક્૦ ૮૮

તો હવે વધારે જીવી આ જગત્‌માં ક્ષણમાત્ર પણ ઉપહાસયોગ્ય થવા નથી ઇચ્છતો હું! એનું અનુગમન કરવાનોજ પ્રયાસ કરૂં.
(પરિક્રમણ કરી ભૂમિપર દષ્ટિ કરતો)

**સ્રગ્ધરા.**

પ્રારંભે બિંદુ પૃથ્વીપર વિરલ દિસે સ્થૂલ આ અગ્ર ભાગે,
પાષાણે પાત થાતાં પ્રસૃત કણ થવે જંતુ છે કીર્ણ ઝાઝા;
ને, જે દુર્લક્ષ છે આ વનતરુશિખરે, ગહ્વરે, ધાતુપીઠે
તે આ શોણિતધારાનુસરણ કરતો જાઉં હું તાર્ક્ષ્યશોધે.* ૮૯

**વૃદ્ધા**૦—(સસાધ્વસ) જુઓ મહારાજ, ઓ પેલો કોઈ રડતે મોએ આપણી-ભણી આવે છે તેથી મારૂં હૃદય વ્યાકુલ થાય છે. માટે જાણી લેવું એ કોણ છે તે.

**જીમૂત**૦—ખરે એમજ છે, તો પૂછી જોઉં એને.

**શંખ**૦—હા હા ત્રિભુવનૈકચૂડામણે, અતઃપર પાછો તને ક્યાં જોઈશ રે હું! રે રે ક્રૂર દૈવે છલ કર્યો મારી સાથે.

**જીમૂત**૦—(સાંભળી સહર્ષ) દેવિ, રહેવા દે તારો શોક. માંસલોભથી કોઇ પક્ષીએ ચૂંટી લઈજતાં ભૂમિપર પડી ગયલો આ ચૂડામણિ આનોજ ભાસે છે.

**વૃદ્ધા**૦—( મલયવતીને આલિંગન કરતી સપરિતોષ ) અખંડસૌભાગ્યવતિ, ધૈર્ય ધર; તારાજેવી આકૃતિ કોઈ દિવસ પણ વૈધવ્યદુઃખનો અનુભવ કરશેજ નહિ.

**મલય**૦—અંબ, આપના આશીર્વાદને પ્રભાવે. (પ્રણામ કરે છે.)

**જીમૂત**૦—(શંખચૂડપાસે જઇને) વત્સ, તારો ચૂડમણિ ચોરાયો છે શું?

---

* ગરુડને શોધવાને માટે.

**शंख**૦— (રડતો) મારા એકલાનોજ નહિ પણ મહાત્મન્, આખાં ત્રિભુવનનો ચોરાયો છે આજે ચૂડામણિ ! *

**जीमूत**૦— શું શું, વત્સ, સ્પષ્ટ કહે.

**शंख**૦— દુઃખાતિશયથી કંઠ બાષ્પોપરુદ્ધ થઈ જવાથી હું સ્પષ્ટ બોલી શકતો નથી, ક્ષમા કરશો મહારાજ.

**जीमूत**૦—

**आर्या.**

રે દીન વત્સ, તારૂં દુઃખ દિસે જે બહુ સુદુઃસહ તે—
મને કર્યાથી નિવેદિત, ઝટ તુજને લાગશે સહ્ય. ૮૦

**शंख**૦— આર્ય, સાંભળવું. હું શંખચૂડ નામનો નાગ છું. ગરુડના આહારને માટે વારાપ્રમાણે નાગરાજ વાસુકિયે મને આજ અહિં પાસેનાં વધસ્થાનમાં મોકલ્યો હતો. બહુ વિસ્તારથી શું ફલ? તેમ કરવાથી આ રક્તધારા કદાપિ ધૂળથી ઢંકાઈ જશે તો માર્ગાનુગમન કરવું અશક્ય થઈ પડશે માટે સંક્ષેપેજ કહું છું કે,

**गीति.**

તે કાલસંધિપર ત્યાં વિદ્યાધર કો મહાકરુણચિત્ત—
આવી પોંચ્યો, તેણે સ્વાત્માર્પણથી કર્યો મને મુક્ત. ૮૧

**जीमूत**૦— પરરક્ષાર્થે પોતાનો દેહ અર્પણ કરનાર વળી એવો બિજો કોણ હોય; વત્સ, ત્યારે સ્પષ્ટ એમજ કહી દેની કે તમારો પુત્ર જીમૂતવાહન. રેરે મુઓ રે હું મંદભાગ્ય !

**वृद्धा**૦— હા પુત્ર જીમૂત, આ શો કર્યો રે તેં ઉત્પાત !

**मलय**૦— હાય હાય, શું સર્વે દુર્નિમિત્તે ભાવ ભજવ્યો પોતાનો?

(સર્વે મૂર્છિત થાય છે.)

**शंख**૦— (સાસ્ત્ર સ્વગત) અરે, આ તો તે મહાત્માનાં માતાપિતા જણાય છે. રે કટુભાષિ શંખચૂડ, તેં કેવી સ્થિતિ કરી રે એ સૌની! અથવા વિષધરના મોમાંથી વિષવિના બિજું શું નિકળે? અહો, મારે

* આ શબ્દમાં શ્લેષ છે. ચૂડામણિનો સાધારણ અર્થ મુકુટમણિ થાય છે. એપરથી લાક્ષણિક અર્થ અમુક વર્ગમાં સૌથી શ્રેષ્ઠ એવો થાય. અહિં શંખચૂડ નાયકને ત્રણ ભુવનનો ચૂડામણિ—શ્રેષ્ઠ પુરુષ એમ સંબોધી શોકવિલાપ કરે છે. રાજાની પાસે એક ચૂડામણિ—મુકુટમણિ આવી પડયો છે તેપરથી તે એ શબ્દને મૂલ અર્થમાંજ લે છે.

માટે જેણે દેહ આપ્યો તે જીમૂતવાહનનો મેં યોગ્ય પ્રત્યુપકાર કર્યો. ત્યારે હવે શું અહિંજ આત્મઘાત કરૂં? નહિ નહિ, એકવાર સમાશ્વાસન કરૂં એ ઉભયનું. (પ્રકાશ) તાત ધૈર્ય ધરો ધૈર્ય ધરો; અંબ, સાવધ થા.

**વૃદ્ધા૦**— (મલયવતીને) વત્સે, ઊઠ, રડ મા. આપણે શું જીમૂતવાહનવિના જીવવાનાં છીએ? સાવધ થા સત્વર સાધ્વિ.

**મલય૦**— (સાવધ થઇને) હા આર્યપુત્ર, તને ક્યાં જોઇશ રે હું પાછી!

**જીમૂત૦**— હા હા ગુરુજનસેવાચતુર વત્સ,

**પદ.**

મરતાં પણ નહિ ગયો, વિનય તુજ મરતાં પણ નહિ ગયો! ટેક.
ચૂડામણિ મમ ચરણે નાખી, વડો ભકિતપર ઠર્યો. વિનય૦ ૮૨

(ચૂડામણિ હાથમાં લઇને) હા વત્સ, માત્ર આટલાંથીજ તારૂં દર્શન આપ્યું તેં! (હૃદયે ધરી) અહહહ,

**શાર્દૂલવિક્રીડિત.**

નામ્યાંથી બહુ નમ્ર શીર્ષ તવ મત્પાદદ્વયે ભકિતથી
વારંવાર ઘસાઈને મસૃણ ને ઝાઝો થયો કોમલ,
એવો આ તુજ શીતરશ્મિ*સરખો બંહર્દ† ચૂડામણિ,
ચીરે તે બહુ રુક્ષ‡ થૈ હૃદયને આજે મહા શકિતથી! ૮૩

**વૃદ્ધા૦**— હા વત્સ જીમૂત, ગુરુજનસેવાત્યાગ કરી ઇતર કોઇ પણ વિષયમાં જે તને સુખ સંતોષ રહેતો નહતો તે તું પિતૃત્યાગ કરિને સ્વાર્થી થઇને સ્વર્ગસુખલોભથી આજ એકલો શેં જતો રહ્યો રે ભુંડા!

**જીમૂત૦**— (સાસ્ત્ર) દેવિ, આપણા જીમૂતવિના શું આપણે નિમિષમાત્ર પણ જીવવું છે કે આ વૃથા શોકવિલાપ કરે છે વારૂ!

**મલય૦**— (સાંજલિ પ્રણામ કરતી) આપશો આર્ય મને મારા આર્યપુત્રનું ચિન્હ આ ચૂડામણિ, કે એને હૃદયે રાખી અગ્નિપ્રવેશવડે અંત આણું આ મારા સંતાપનો.

**જીમૂત૦**— સત્યપતિવ્રતે, મા પડ આટલી આકળી, ખરે, આપણો સર્વેનોજ એ નિશ્ચય છે.

---

* ચંદ્ર. † અમૂલ્ય. ‡ કઠિન, કર્કશ.

**वृद्धा०**— મહારાજ, ત્યારે હવે વાટ કોની જુઓ છો?

**जीमूत०**—વાટ માત્ર દૈવની, દેવિ; પરંતુ આહિતાગ્નિનો* સંસ્કાર લૌકિકાગ્નિથી વિહિત નથી, માટે હોમશાલામાં જઈને હોમકુંડમાંનો અગ્નિ લઈને તેવડે કરીએ આત્મજ્વલન.

**शंख०**—(સ્વગત) હાય રે ધિક્ ધિક્, મારા એકલાને માટે આ આખું વિદ્યાધરકુટુંબ ઉચ્છિન્ન થવા બેઠું! તો હવે આમ કરું? (પ્રકાશ) તાત, પક્કું જાણ્યાવિના આમ સાહસ આચરવું ઉચિત નથી. દૈવની ગતિ વિચિત્ર છે. "આ તો નાગ નથી" એમ વિચારી કદાપિ નાગશત્રુ છોડી દે જીમૂતવાહનને; માટે આજ દિશાએ અનુસરણ કરીએ ગરુડનું.

**जीमूत०**— વત્સ, સર્વથા સફલા થજો આ તારી વાણી.

**वृद्धा०**— દેવપ્રસાદે મારા પુત્રનું જીવતું મુખારવિંદ નિઃશંક જોઈશું પાછું.

**मलय०**— (સ્વગત) એ વળી આ હતભાગ્યાનાં દૈવમાં ક્યાંથી?

**जीमूत०**— વત્સ, ચાલો, ત્યાં જઈએ આપણે; તથાપિ અગ્નિ સાથે લઈનેજ જવું યોગ્ય છે માટે ચાલવું આગળ. હોમશાલામાંથી અગ્નિ લઈને અમે પણ આ આવ્યાં તારી પાછળ.

( પત્નીવધૂસહવર્તમાન જીમૂતકેતુ નિષ્ક્રમણ કરે છે. )

**शंख०**— એટલે હું પણ ગરુડનું અનુસરણ કરતો થાઉં (પરિક્રમણ કરી આગળ નિહાળતો) અહો,

**शार्दूलविक्रीडित.**

રક્તાર્દ્ર નિજ ચંચુથી ગિરિવિષે દ્રોણી નવી કોતરે,
ને બાળે વનવૃંદ આ સ્વનયનજ્યોતિઃશિખાપંક્તિથી,
ઘોરંચા વજ્રથકી કઠોર નખ આ પૃથ્વી ધરિને બલે,
બેઠેલો મલયાદ્રિસાનુપર આ સર્પારિ પેલો દિસે. ૮૪

(એટલે ભૂમિપર પડેલ નાયકની આગળ આસનસ્થ ગરુડ દૃષ્ટિયે પડે છે.)

**गरुड:**— (સ્વગત) જન્મથકી આરંભી અદ્યપર્યંત મેં ઘણાએ સર્પ મારી ખાધા પરંતુ આવું આશ્ચર્ય પૂર્વે કદાપિ દિઠું નથી. આનાં હૃદયાદિ અંગનાં દારણથી એ મહાત્માને લેશ પણ વ્યથા થતી નથી એટલુંજ માત્ર નહિ પરંતુ ઉલટો આનંદમગ્ન દિસે છે. (સવિસ્મય) ખરે, દિસે છે શું, એમ છેજ.

---

* જેણે અગ્નિહોત્ર લિધું હોય તે.

**શાર્દૂલવિક્રીડિત.**

પીધું મેં બહુ રક્ત તોય નહિ પામે ગ્લાનિ ધૈર્યાબ્ધિ આ,
તોડું માંસ તથાપિ તુષ્ટ વદને પીડા સહે સર્વથા;
છે જે ગાત્ર અલુપ્ત તેપર દિસે રોમાંચ આ હર્ષના,
ને જો કે અપકારી છું તદપિ એ આભાર માને મમ! ૮૫

અહાહાહા, આ પુરૂષની ધૈર્યવૃત્તિથી તો મને કુતૂહલ ઉત્પન્ન થયું છે, માટે હમણાં એને ન ખાતાં એક વાર જાણી લેવું એ કોણ છે તે.

(ખાવું બંધ કરી સ્થિર ઊભો છે.)

**नायकः**— **साखी.**

શિરાતણાં મુખમાંથી વહે આ શોણિતની બહુ ધારા,
ભક્ષયોગ્ય ઘણું દિસે હજી આ માંસ દેહમાં મારા,
બેઠો શું થાકી, નહિ તુજ તૃપ્તિ દિસે પાકી. ૮૬

**गरुड:**— (સ્વગત) અહો આશ્ચર્ય, મહદાશ્ચર્ય! આ અવસ્થામાં પણ આવું ઉદાર ભાષણ! (પ્રકાશ) અહો મહાત્મન્,

**गीति.**

ચંચુવડે મેં શોષી લિધું તુજ માત્ર રક્ત હૃદયતણું
પણ આ તવ ધૈર્યે તો આકર્ષ્યું હૃદય સર્વ મારૂં તેં. ૮૭

તો તું કોણ છે એ જાણવાની હવે ઉત્કંઠા થઇ છે મને.

**नायकः**— આવો ક્ષુધાકુલ તું શ્રવણયોગ્ય નથી માટે તૃપ્ત થા એકવાર આ મારાં રુધિરમાંસના આહારથી.

**शंख०**— (સહસા આગળ ધસી) તાર્ક્ષ્યરાજ, ન કરવું એ સાહસ ન કરવું સર્વથા! નથી એ નાગ, મૂક એને સત્વર, ને ભક્ષ મને. મહારાજ વાસુકિએ તો તારા આહારાર્થે મને યોજ્યો છે.

**नायकः**— (શંખચૂડને જોઇને સ્વગત) અરેરે, શંખચૂડે આવી કેવલ નિરસ્ત કર્યા મારા મનોરથ.

**गरुड:**— (ઉભયતઃ નિહાળી) બંનેને તમોને વધ્યચિન્હ છે. નથી સમજાતું તમારામાંથી નાગ કિયો તે.

**शंख०**— સ્થાને છે તારી એ ભ્રાંતિ,

**शार्दूलविक्रीडित.**

વક્ષે સ્વસ્તિકલક્ષ્મ છે, તનુતણો નિર્મોક તું શું જુએ?
જિહ્વા એ પણ બોલતાં કયમકરી જોઈ શકે તું મમ?
ને જોએ તું શું આ ફણા ત્રણ વિષાગ્ન્યુદ્ભૂતધૂમાવૃતા—
ફૂત્કારે અતિશોકથી બહુમરુત્સ્ફીતા સરલા મુજ? ૯૮

**गरुड:**— (ઉભયતઃ નિહાળતાં શંખચૂડની ફણા જોઈને) રે, ત્યારે મેં આ કોને મારી નાખ્યો?

**शंख०**— વિદ્યાધરકુલશિરોમણિ જીમૂતવાહનને. અરે નિર્દય પક્ષિરાજ, આ ઘોર કર્મ તું કેમ કરી શક્યો.

**गरुड:**— (સ્વગત) અરરરર, આ શું કરચું મેં! શું આ વિદ્યાધરકુમાર જીમૂતવાહન હશે?

**शार्दूलविक्रीडित.**

મેરુ મંદરમાં, હિમાદ્રિશિખરે, મોટા મહેંદ્રાચલે,
કૈલાસે, મલયાદ્રિસાનુપર, ને અન્ય પ્રસિદ્ધ સ્થલે,
લોકાલોકવિચારિ ચારણમુખે દિક્કુંજ સર્વેવિષે—
આની કીર્તિ સદૈવ ઉજ્વલ ગવાતી મેં ઘણી સાંભળી! ૯૯

અહા રે, સર્વથા મહત્પાપકૂપમા નિમગ્ન છું.

**नायक:**— ફણિપતે, વળી આ સ્થાનપર શામાટે આગમન કરચું?

**शंख०**— શું નિષ્કારણ છે મારૂં આગમન?

**नायक:**— કેવલ નિષ્કારણ; માત્ર નિષ્કારણ નહિ, પણ બહુજ ભયાવહ.

**गीति.**

ગરુડતણા ભયમાંથી સ્વશરીરે જે અમૂલ્ય કાયા મેં—
રક્ષી, તે લઈ જાવા પાતાલથી દૂર હવે તું છે યોગ્ય. ૧૦૦

**गरुड:**— (સ્વગત) અહો, મારા ભક્ષાર્થ નિર્મિત થએલ આ સર્પના રક્ષણહેતુથી આ દયાલુ મહાત્માએ દેહ અર્પણ કર્યો પોતાનો! હર હર, મેં આ અતીવ અકાર્ય કર્મ કરચું! વિશેષ તો શું કહું, પણ આજ

મેં સાક્ષાત્ બોધિસત્વની* હત્યા કરી! આ મહત્પાપને માટે અગ્નિપ્રવેશવિના ઇતર પ્રાયશ્ચિત્ત હોય એમ હું જાણતો નથી; તો હવે આ સમયે અગ્નિ ક્યાં મળશે વારુ! (સર્વ દિશાએ જોતો) અહો આશ્ચર્ય! કરમાં અગ્નિ લઇને આ કોઇ આમજ આવતાં હોય એમ દિસે છે, માટે એમની વાટ જોઉં સહજ.

**शंख०**— કુમાર, આ માતાપિતા આવ્યાં તારાં.

**नायक:०**— (સસંભ્રમ) શંખચૂડ, સત્વર આવી મારાં શરીરને આ ઉત્તરીય વસ્ત્રવડે આચ્છાદિત કરી ધરી રાખ મને, નહિ તો મને આવી સ્થિતિમાં જોઇને માતુઃશ્રી કદાપિ તત્કાલ પ્રાણત્યાગ કરશે!

(પાસે પડેલું ઉત્તરીય લઇને શંખચૂડ તેમ કરે છે એટલામાં પત્નીવધૂ-સહવર્તમાન જીમૂતકેતુ પ્રવેશ કરે છે.)

**जीमूत०**— (સાસ્ત્ર) હા વત્સ જીમૂતવાહન,

**शार्दूलविक्रीडित.**

પોતાનાં જન પારકાં સમજવાં, એ શું દયાનો ક્રમ?
"રક્ષું એક, અનેક વા?" નહિ વિચાર્યું એમ તેં શેં અરે?
પ્રાણત્યાગ કરી કૃપાલુ બહુ થૈ આ સર્પને રક્ષતાં,
આત્મા, માતપિતા, વધૂ મળી કર્યું નિઃશેષ તેં ત્વત્કુલ! ૧૦૧

**वृद्धा०**— (મલયવતીને) વત્સે, શાંત થા મુહૂર્તભર; આ તારી નિરંતર અશ્રુધારાથી અગ્નિ મંદ થઇ જાય છે સઘળો.

(સર્વે પરિક્રમણ કરે છે.)

**जीमूत०**— હા પુત્ર જીમૂતવાહન!

**गरुड:**— (સાંભળી) અરે, "હા પુત્ર જીમૂતવાહન!" એમ કહિને આ કોણ આક્રોશ કરે છે? નિઃશંક એ આનો પિતા હશે; તો હવે એ લોકોના અગ્નિવડે આત્મજ્વલન કરૂં? પણ હાયરે, પુત્રઘાત-લજ્જાથી હું એને મારૂં મુખ કેમ દેખાડી શકીશ? અથવા અગ્નિને માટે વ્યર્થ ચિંતા શામાટે જોઇએ, આ હું સમુદ્રનેજ તીરે ઊભો છું તથાપિ? માટે હવે,

---

* બુદ્ધ; જ્ઞાનની સંપૂર્ણ સમૃદ્ધિવાળો પુરુષ. માત્ર થોડાજ જન્મ ભોગવ્યા પછી એને મોક્ષ મળે છે એમ બૌદ્ધ મતે મનાય છે.

**स्त्रग्धरा.**

જ્વાલાભંગે ત્રિલોકગ્રસનરસ ધરે કાલજિહ્વાગ્ર જેવા,
ને છે જે શક્ત આખું ગગન ગળિ જવા એહવા આ સમુદ્રે,
ઉત્પાતે જેમ વાયુ પ્રસર બહુ કરે, તેમ આ પક્ષવાતે—
પેટાવી વાડવાગ્નિ* પ્રલયભયકરે હું પડું સદ્ય એમાં ૧૦૨

(એમ કહી ઊડવાની ઈચ્છા કરે છે.)

**नायक:**— પક્ષિરાજ, નહિ કરવો એ નિરર્થ શ્રમ! નથી થવાનો એ પાપનો પ્રતીકાર એમ કરવાથી!

**गरुड:**— (જાનુસ્થિત થઈને મસ્તકે અંજલિ ધરી) પુણ્યાત્મન્, કહેવું ત્યારે શી રીતે?

**नायक:**— થોભ એક ક્ષણભર. મારાં માતપિતા આવે છે તેને પ્રણામ કરી લઉં.

**गरुड:**— સુખે તેમ કરવું મહાત્મન્.

**जीमूत०**— (જોઈને સહર્ષ) દેવિ, ધન્ય દૈવ. આ મારો પ્રિય આત્મા† જીવે છે એટલુંજ માત્ર નહિ પરંતુ ગરુડ તેની પાસે એક શિષ્યવત્ સાંજલિ ઊભો છે.

**वृद्धा०**— મહારાજ, કૃતાર્થ છું હું હવે. મારા પ્રિય વત્સનું ક્ષેમ મુખારવિંદ જોઈશ હું આજે.

**मलय०**— આર્યપુત્રનું દર્શન અતિપ્રિય ને અશક્ય માન્યાથી મને હજી પ્રતીતિ થતી નથી.

**जीमूत०**— (પાસે જઈને) વત્સ, આવ આમ ને સત્વર દે મને આલિંગન.

(ઊડવાને પ્રયાસ કરતાં ઉત્તરીય પડી જાય છે ને નાયક મૂર્છિત થાય છે.)

**शंख०**— કુમાર, સાવધ થા સાવધ થા.

**जीमूत०**— હા વત્સ, મને જોયો તથાપિ કેમ ત્યાગ કરી જતો રહ્યો રે તું!

**वृद्धा०**— હા પુત્ર, શબ્દ માત્રે પણ મને સત્કાર ન કર્યો તેં ભુંડા!

**मलय०**— હા આર્યપુત્ર, વૃદ્ધની પણ ઉપેક્ષા કરી આજે!

---

* સમુદ્રમાંનો અગ્નિ (The submarine fire.)

† પુત્ર; 'आत्मा वै पुत्रनामासि' એ શ્રુતિવાક્ય છે. વળી 'पतिर्जायां प्रविशति गर्भो भूत्वा स्वमातरम्।' એ વાક્ય પણ સમાનાર્થ છે.

(સર્વે મૂર્ચ્છા પામે છે.)

**शंख०**— હા ચાંડાલ શંખચૂડ, તું ગર્ભમાંજ કાં ન મરણ પામ્યો કે આ મૃત્યુથી પણ વિશેષ કષ્ટ અનુભવવું ન પડત !

**गरुड:**— હર હર હર, મજ નિષ્ઠુરનાં વિચારવિનાનાં કર્મનો પરિણામ છે આ સઘળો, તો હવે આમ કરૂં. (પક્ષવડે વીજતો) હે મહાત્મન્, ધીર ધર, સાવધ થા.

**नायक:**— (સાવધ થઈને) શંખચૂડ, વૃદ્ધ માતપિતાને શાંત કર સત્વર.

**शंख०**— તાત, સાવધ થાઓ ; અંબ, ધીર ધર, સાવધ થા.

(બંને સાવધ થાય છે.)

**वृद्धा०**— પુત્ર, રેરે, અમારી દષ્ટિ આગળથી દુષ્ટ કૃતાંત તને લઇ જશે શું ?

**जीमूत०**— દેવિ, મા કર એવું અમંગલ ભાષણ. ક્ષેમ છે આપણો આયુષ્માન્, તો સાવધ કર સતી મલયવતીને સત્વર.

**वृद्धा०**— (વસ્ત્રથી મુખ ઢાંકી રડતી) દૂર થયું અમંગલ, નહિ રડું હવે. ઊઠ, સાવધ થા સત્વર, મલયવતી ; આ વેળા તો તારે તારા પતિનું મુખ અવશ્ય જોવું જોઈએ.

**मलय०**— (સાવધ થઈને) હા આર્યપુત્ર !

**वृद्धा०**— (મલયવતીનું મુખ બંધ કરતી) વત્સે, ઠર્યું છે વિઘ્ન ; મા વદ એમ.

**जीमूत०**— (સાસ્ત્ર સ્વગત)

**साखी.**

શેષ અંગ સૌ વિલુપ્ત થાતાં, નિરાશ્રય થઈ બિચારા—
પ્રાણ જઈ વસ્યા કંઠદેશમાં, તેને ત્યજતા મારા—
સુતને નિરખિને પડું નહિ કેમ હું ફાટિને ! ૧૦૩

**मलय०**— હા આર્યપુત્ર, ખરી વજ્રહૃદયા છું હું, કે આપને આવી ઘોર સ્થિતિમાં જોવાછતાં પ્રાણત્યાગ હજી કરતી નથી !

**वृद्धा०**— (નાયકનાં અંગને સ્પર્શ કરતી ગરુડને ઉદ્દેશી) રે દુષ્ટ ઘાતકિ, મારા પુત્રને આહારાર્થે લઈ જઈને આવી માઠી અવસ્થાએ પોંચાડનાર અતિપાપી તે તુંજ કે ?

**नायक:**— અંબ, મા ભણ એમ ; એનો શો અપરાધ ? મૂળથીજ આ શરીર એવું છે, સાંભળ.

### अनुष्टुप्.

રકતાસ્થિમાંસસંધાત ત્વગ્યાબદ્ધ શરીર આ—
બીભત્સ સર્વદા ભાસે તેમાં શોભા શી એવડી ? ૧૦૪

**गरुड:**— પુણ્યાત્મન્, નરકાગ્નિની જ્વાલાએ જાણે મારૂં શરીર બળતું હોયની તેવું દુઃખ હું આ સમયે અનુભવું છું, તો શા ઉપાયે આ પાપથી હું મુક્ત થઈશ તેનો સદ્ય ઉપદેશ કર.

**नायक:**— આજ્ઞા આપવી તાત, કે આને પાપનિવારણનો ઉપાય કહું.

**जीमूत०**— સુખે કહે વત્સ.

**नायक:**— વૈનતેય, શ્રવણ કરવું ધ્યાનથી.

**गरुड:**— (બદ્ધાંજલિ) કરવી આજ્ઞા.

**नायक:**—

### पद.

પ્રાણીની હિંસાથકી દૂર રહેવું,
દયાપ્રબલ મનમાં બહુ લેવું—પ્રાણીની૦ ટેક.

પૂર્વપાપનો અનુતાપ કરતાં,
પુણ્યપ્રવાહે સદા વહેવું—દયા૦ પ્રાણીનો૦

જીવમાત્રને અભયદાન દઈ,
પરદુઃખ નિજ દેહથી સહેવું—દયા૦ પ્રાણીની૦

એમ આચરી જલમાં લવણ જ્યમ,
ત્યમ પાપ શાંત કરી દેવું—દયા૦ પ્રાણીની૦ ૧૦૫

**गरुड:**— સર્વથા માન્ય છે મારે એ આજ્ઞા આપની.

### गीति.

અજ્ઞાનરૂપિનિદ્રાતરંગમાંથીજ જાગૃત થવાથી
નિઃશંક આજથી હું પ્રાણીનો વધ કરૂં નહિ કદાપિ. ૧૦૬

માટે અતઃપર

**શિખરિણી.**

કવચિત્ દ્વીપાકારે નિજ ફણ કરી વિસ્તૃત ઘણી,
કવચિત્ દેહાવર્ત્તે ભ્રમણ ઉપજાવી જલવિષે,
કવચિત્ સામે તીરે ગમન કરતા સેતુસરખા
સુખે ખેલે સર્વે અહિપતિ મહાસાગરવિષે. ૧૦૭

વળી

**પદ.**

મૂકિને કેશ છૂટા લાંબા ને કૃષ્ણ જે
સિંદૂરે દિગ્ધ જાણે કરી ગાલો રકતને
આયાસે આલસાંગી ચંદનનાં આ વને
ગાઓ સૌ નાગનારી શુભ તારી કીર્તિને. ૧૦૮

**નાયકઃ**—ધન્ય, મહાત્મન્, સર્વથા ધન્ય છે તું; આ તારાં ભાષણથી અતીવ સંતોષ થાય છે મને. માત્ર આટલુંજ સૂચવવાનું છે કે આ નિશ્ચય સુદૃઢ રાખવો. (શંખચૂડને) ફણિરાજ, નિશ્ચિંત કર હવે સ્વસ્થાનપ્રયાણ. (આ સાંભળી શંખચૂડ નિઃશ્વાસ નાખી અધોમુખ ઊભો છે તેને તથા પોતાની માતુઃશ્રીને જોઈને નિઃશ્વાસ નાખી) શંખચૂડ, સત્વર ઘેર જઈને દર્શન કર માતાનું;

**ગીતિ.**

ગરુડે નિજ ચંચુવડે માર્યો મત્પુત્ર એમ માની તે—
શોકાર્ણવમાં શોકાતુર દુઃખે તવ પડી હશે જનની. ૧૦૯

**વૃદ્ધા૦**—ધન્યભાગ્યા તો તેજ પ્રસૂતા જે સાક્ષાત્ ગરુડના મુખમાં પડેલા પુત્રને પાછો અક્ષતશરીર જોશે.

**શંખ૦**—અંબ, સત્યજ છે એ ભાષણ જો કુમારશ્રી સ્વસ્થ થાય તો સહુ.

**નાયકઃ**—(વેદનાભિનય કરતો) રેરે, પરહિતપ્રેમના આવેશમાં અદ્યાપિપર્યંત ન ગણકારેલી મર્મચ્છેદક વેદના હવે સહન નથી રે થતી આ મારાથી!

(મરણાવસ્થાભિનય કરે છે.)

**જીમૂત૦**—(સસંભ્રમ) વત્સ, વત્સ, વળી કેમ આમ કરે છે તું?

**वृद्धा०**— હા પુત્ર! શું આવ્યું તારા મનમાં રે બેટા! રેરે ઉપાસિત દેવતાઓ, રક્ષણ કરો સત્વર રક્ષણ કરો; રે અંત આવે છે આ મારા પુત્રનો!

**मलय०**— હા પ્રિય આર્યપુત્ર, મારા પરિત્યાગનીજ ઇચ્છા જણાય છે હવે આપની?

**नायकः**— (અંજલિ કરવાની ઈચ્છા દર્શાવતો) શંખચૂડ, મારા હાથ જોડાવતો ભાઈ બને.

**शंख०**— (તેમ કરતો) અહહહ, જગત્ બાપડું અનાથ થાય છે આજે.

**नायकः**— (આંખ અર્ધોન્મીલિત કરી પિતાને જોતો) તીર્થરૂપ, સ્વીકારશો આ મારા અંત્ય પ્રણામ,

## દોહરા–બિહાગ.

ગાત્રો આ મમ ચેતના ધરે નહિં લવલેશ!
વાણી સ્ફુટ નવ સાંભળે શૂન્ય કર્ણનો દેશ!
રે રે સહસા ચક્ષુ આ મિચાઈ જઈ દે ધાત!
પરાધીનના પ્રાણ આ ચાલ્યા રે હા તાત! ૧૧૦

અથવા 'સર્પરક્ષણાર્થ દેહ અર્પી આજ' (એ પૂર્વોક્ત દિંડી બોલી મૂર્છિત થાય છે.)

**वृद्धा०**— હા પુત્ર, હા વત્સ, રે રે વૃદ્ધજનવત્સલ! ક્યાં ગયો રે તું! હા લોચનાનંદ જીમૂતવાહન, પુનઃ તારૂં દર્શન ક્યાં કરીશ રે હું!

**जीमूत०**— હા વત્સ જીમૂતવાહન, રે રે પ્રણયિજનવલ્લભ, હા સર્વગુણનિધે ક્યાં ગયો રે તું! ઓ મારી વૃદ્ધાવસ્થાના વૃક્ષ, એકવાર તો આપ મને પ્રત્યુત્તર! (બંને હાથ ઊંચા કરી) હાય રે કેવું અસહ્ય કષ્ટ આ!

## शिखरिणी.

પિતા ખોયો ધૈર્યે, કવણશરણે જાય વિનય?
ક્ષમા કોની ઓથે? મરણવશ રે દાનપરતા!
લિધો સત્યે રસ્તો, અશરણ દયા આજ રખડી!
જગત્ બૂડ્યું આખું તનય, તવ લોકાંતર જવે!!! ૧૧૧

**मलय०**— હા આર્યપુત્ર, મારો પરિત્યાગ કરી કેમ રે પ્રયાણ કર્યું! રે અતિનિર્દયે મલયવતિ, આ પરાકાષ્ઠા તારે જોવી યોગ્ય છે કે અદ્યાપિ જીવે છે તું મંદભાગ્યે!

**શંખ**૦—હા કુમાર, પ્રાણકરતાં પણ પ્રિયતર આ જનને છોડી ક્યાં ગયો રે તું! અવશ્ય તારૂં અનુગમન કરે છે આ શંખચૂડ!

**ગરુડ**:—ધિક્ ધિક્, કેવલ મૃતતુલ્ય થયો રે આ મહાત્મા! હવે શું કરવું?

**વૃદ્ધા**૦—(સાસ્ર ઊંચે જોતી) ભગવંત લોકપાલ, અમૃતસિંચન કરિને પણ ગમે તે પ્રકારે પુનઃ સજીવન કરો આ મારા પુત્રને!

**ગરુડ**:—(સહર્ષ સ્વગત) અયે, અમૃતશબ્દના વ્યાહારથી ઠીક સ્મરણ થયું! નિઃસંશય અપયશ દૂર થયો માનું છું. સત્વર દેવેંદ્રની પ્રાર્થના કરિને અમૃતવૃષ્ટિ કરાવી માત્ર જીમૂતકુમારનેજ નહિ પણ મદ્ભક્ષિત આ અસ્થિશેષ સર્પોને પણ પુનઃ સજીવન કરાવું! જો એમ છતાં ન માને તો

**રોલા**.

પક્ષવાયુનાં બલે સિંધુનું નીર ઊડાવો
ચંડ નેત્રવન્હિથી દ્વાદશાર્કાનલ પાડી
ચંચુચૂર્ણ કરૂં વજ્ર ગદા ને દંડ પાશ સૌ,
સુરગણ જિતિને સકલ સુધા ઝટ વર્ષાવું બહુ. ૧૧૨

આ હું ચાલ્યો.

(નિષ્ક્રમણ કરે છે.)

**જીમૂત**૦—વત્સ શંખચૂડ, હવે સ્થિર થઈને શામાટે બેસી રહેવું? કાષ્ઠ આણી ચિતા સિદ્ધ કર મારા પુત્રની કે અમો પણ એનીજ સાથે આ દેહબલિવડે તૃપ્ત કરીએ વૈશ્વાનરને.

**વૃદ્ધા**૦—પુત્ર, સત્વર સજ્જ કર તે; અમારાવિના બહુ દુઃખી હશે તારો ભાઈ.

**શંખ**૦—(સાસ્ર) જેવી આપ વડિલોની આજ્ઞા; પણ હું આપ સર્વેની આગળજ ગમન કરનાર છું. (ઊઠિને ચિતારચના કરી) તાત, અંબ, સજ્જ છે ચિતા.

**જીમૂત**૦—દેવિ, વિશેષ રુદન શામાટે કરવું? ઊઠ ચિતારોહણ કરીએ.

(સર્વે ઊઠે છે.)

**મલય**૦—(બદ્ધાંજલિ ઊર્ધ્વાવલોકન કરતી) ભગવતિ ગૌરિ, તેં વરપ્રદાન કરયું હતું કે વિદ્યાધરચક્રવર્તી મારો ભર્તા થશે તે તું આ મંદભાગ્યાના • વિષે સંબંધમાં આવી અસત્યવાદિની ઠરી એ ધિક્કાર છે મને.

(ગૌરી દેવી સસંભ્રમ પ્રવેશ કરે છે.)

**गौरी**— રાજન્ જીમૂતકેતો, નહિ આદરશો એ સાહસ.

**जीमूत०**— અયે, સદૈવ સફલદર્શના ગૌરી ક્યાંથી ?

**गौरी**— (મલયવતીને) વત્સે, હું અસત્યવાદિની કેમ થઈશ.

(નાયકપાસે જઈને કમંડલુજલવડે સિંચન કરીને.)

**शंकराभरण.**

આત્મજીવિતથકી અન્યરક્ષણ કરી, આદર્યું તેં બહુ સ્તુત્ય પુણ્ય.
લોકપરલોકમાં યશ ઘણો મેળવ્યો, માનું તેથી તને સત્ય ધન્ય,
ચિરંજીવ તું ઊઠ રે ઊઠ સદ્ય, તુષ્ટ છું તુષ્ટ જીમૂત અદ્ય—ચિરં૦ ૧૧૩

**जीमूत०**— (વૃદ્ધાદેવીને) દેવિ, ધન્ય દૈવ, પુત્ર સજીવન થયો.

**वृद्धा०**— ભગવતી ગૌરીને પ્રસાદે.

**नायक:**— (ગૌરીને જોઈને બદ્ધાંજલિ) અયે, સફલદર્શના ગૌરી ક્યાંથી ?

**आर्या.**

અભિલષિતાધિકવરદે, પ્રણતબહુજનાર્તિહારિણિ શરણ્યે,
સાષ્ટાંગ હું નમું ચરણે વિદ્યાધરવંદિતે ગૌરિ ! ૧૧૪

(સાષ્ટાંગ પ્રણામ કરે છે. સર્વે અકસ્માત્ ઊંચે દૃષ્ટિ કરે છે.)

**जीमूत०**— અહો, આ અનભ્ર વૃષ્ટિ કેવી ! ભગવતિ, આ શું ?

**गौरी**— મહારાજ જીમૂતકેતો, આપણા જીમૂતવાહનને તેમજ આ અસ્થિશેષ સર્પમંડલને પુનઃ સજીવન કરવાના હેતુથી પશ્ચાત્તાપાભિભૂત ગરુડે દેવલોકથી અમૃતવૃષ્ટિ કરાવી (આંગળીવડે દર્શાવતી) વળી આ નથી શું લક્ષમાં ?

**शार्दूलविक्रीडित.**

પામી દેહ અખંડ, શીર્ષમણિથી તેજસ્વિરૂપે દિસે,
જિહ્વાકોટિવડે મહી અમૃતને સ્વાદે ઘણી ચાટતા,
જાણે આ મલયાદ્રિના નદપઠે વક્રાંગ આવેગથી—
દોડે સર્પ અસંખ્ય સાગરભણી સ્વસ્થાનના હેતુથી. ૧૧૫

(નાયકને) વત્સ જીમૂતવાહન, સંપૂર્ણ છે આજ નાગાનંદ; પણ તું માત્ર જીવિતદાનનેજ યોગ્ય નથી, સાંભળી લે આ ઇતર પ્રસાદ.

पद.

તૃપ્ત છું હું પુત્ર તારી રીતિથી, લે તને પદવી આપું હું બહુ પ્રીતિથી
વિદ્યાધરચક્રવર્તિત્વ આપી, ભરૂં બધી ભૂમિ તારી કીર્તિથી—લે તને.
હંસાંસથી ખરી હેમપદ્મની રજ, નિર્મળું થએલ તેની શુદ્ધિથી—લે તને.
મમ માનસથી જલ આંણ્યું તે, મંત્રુ અલૌકિક શક્તિથી—લે તને.
રત્નકુંભ સ્વેચ્છાવડે ઉપજાવી, અભિષેક કરૂં સત્વવૃત્તિથી—લે તને. ૧૧૬
વળી

कानडो.

ઉત્તમ કાંચનચક્ર આ તને યશ આપી રણરંગ ભરો;
ગજપતિ આ, મંગલકર ધોળા ચાર દંતથી વિઘ્ન હરો;
શ્યામ અશ્વ આ પૃથિવી, નભ, ને જલ, વાયુમાં ત્વરિત ચરો;
મલયવતી આ સતી રત્ન તવ પ્રેમબદ્ધ અર્દ્ધાંગ ઠરો;

ભૂત્રાતા, તું ગુણ સઘળો વર યોગ્ય ખરો. ઉત્તમ૦— ૧૧૭

વળી જો—આ હાથમાં શરચ્ચંદ્રસરખા વ્યજન લઇને મણિમરીચિથી ઈંદ્ર-ચાપના જેવી કાંતિના મુકુટવાળા મંતગહતકાદિ વિદ્યાધરપતિ સઘળા ભક્તિથી દેહપૂર્વાર્દ્ધ નમાવી પ્રણામ કરે છે તને, તો કહેવું એઉપરાંત તારૂં પ્રિય બિજું શું કરૂં?

**नायक:**— એઉપરાંત તે પ્રિય શું હોય વારુ?

कालिंगडो.

રહ્યું શું બિજું શ્રેયરે, હે દેવિ અંબિકે, રહ્યું૦ ટેક.
ગરુડભીતિથી શંખચૂડને મુક્ત કર્યો દીનજનસહાયરે—રહ્યું૦
ભક્ષિત અહિને સંજીવન દઈ, સર્પશત્રુ વિદિતધર્મ થાયરે—રહ્યું૦
અન્ય સકલ નાગોને રક્ષ્યા, મમ કુટુંબ ક્ષેમ ઘેર જાયરે—રહ્યું૦
પામ્યો સાક્ષાત્ તવ પદદર્શન, સર્વલોકત્વચ્ચરણાધેયરે—રહ્યું૦ ૧૧૮

તો પણ અત્રભવતીની ઇચ્છા છે તો આ ભરતવાક્ય* પ્રમાણે થાઓ.

*ભરતમુનિનું આશીર્વાદાત્મક વાક્ય. આ ભરતમુનિવિષે એમ મનાય છે કે એ નાટ્યશાસ્ત્રનો આદિપ્રવર્તક હતો, ને દેવોની સમક્ષ નાટકો ભજવતો. એણે એ શાસ્ત્રના સંબંધમાં ગ્રંથ પણ લખ્યા છે.

**भैरवी.**

તવ ભજને પ્રીતિ રે—ચરણશરણ ભવતરણકરણ—તવ૦

યુક્ત સમયપર ઘન વર્ષો બહુ,
મયૂર નૃત્ય કરો અતિ હર્ષે—હે તવ૦

કોમલ તૃણ ને ધાન્યતણું વળી
હરિત ધરો ક્ષિતિ વસ્ત્ર નિરંતર—હે તવ૦

મત્સરથી વળી મુક્ત થઈ જન
સુકૃત કરો, આપત્તિ ટળો સૌ—હે તવ૦

બાંધવમિત્રવિષે દૃઢ સ્નેહે
લોક સદા સાનંદ ઠરો બહુ—હે તવ ભજને૦ ૧૧૯

(સર્વ નિષ્ક્રમણ કરે છે.)

इति पंचमोऽङ्कः

